# સ્નેહ સરિતા



તે પછી તેણે ઝુકીને ગુલબદનના ગુલાબી ગાલોને એક ચુંબન લીધું

પૃષ્ઠ. ૩૩

# સ્નેહ સરિતા.

યાને

## અજબ ઇશ્ક.

અનુવાદક.


મયારામ પ્રાણજીવન જોશી.

કેશળા વાયા કુંકાવાવ-કાઠિયાવાડ



પ્રકાશક.

પઠાણ નીઝામખાન નુરખાન

વકીલ.

લાલ દરવાજા—અમદાવાદ,

સંવત ૧૯૭૫ સન ૧૯૧૯

કીંમત રૂા. ૧-૦-૦

# અર્પણ પત્રિકા.

## પરમ પુજ્ય સ્નેહ જ્યોતિ !
## બહેન બનેવીઓ

અખંડ સૌભાગ્યવંતા" ફાતમાબાઇ અબરામ ગુરબાઇ,
" " હલીમાબાઇ અમીરખાન કેસરખાન,
" " આમસાંબાઇ આલમ જમાલ,
" " એમનાંબાઇ અ. કરીમ અ. રહીમ,

કાઠિયાવાડમાં રહીને મેં કીધેલી મોટર સરવીસના વખતમાં આપ ભાંડુઓએ તન મન અને ધનથી કીધેલી અથાગ મહેનત હું વીસરી ગયો નથી અને ભવિષ્યમાં કદિપણ વીસરી શકું નહિ, કીધેલી મદદ અપૂર્વ અને વખતસરની હતી. એ અથાગ ઉપકારનો બદલો તો હું વાળવાને શશક્ત નથી તથાપિ તેની યાદગીરી કાયમના માટે જાળવી રાખવાના શુભ ઉદ્દેશે હું આ લઘુ પુસ્તક આપ બહેન બનેવીઓને સમર્પણ કરી મને પોતાને કૃતકૃત્ય થયો સમજું છું.

આપનો

**નીઝામખાન.**

# પ્રસ્તાવના.

પ્રેમ એ અલૌકીક ચીજ છે, એ ચીજને કામળપટ પર ગમે તેટલી આલેખણીએ [illegible] પણ સંપૂર્ણ આલેખાઇ શકે નહિ.

વિદ્વાનોએ અને પ્રેમીઓએ તે આલેખવાનો પ્રયત્ન કીધો છે, કરે છે અને કરશે છતાં તે અપૂર્ણજ રહેશે. જ્યારે એમ છે, ત્યારે મેં જે આ પ્રયત્ન કીધો છે તે સંપૂર્ણ હોઇ શકેજ નહિ, છતાં બનતો પ્રયત્ન કરવામાં આવ્યો છે અને પ્રસંગોપાત બનતો પ્રયત્ન કરવામાં આવશે.

પ્રેમનો સમાવેશ વિષયમાંજ આવી જતો નથી. વિષયી પ્રેમ તે તો ઘણો નીચ પ્રેમ છે, એ પ્રેમ પ્રેમ નથી. પ્રેમ અનેક પ્રકારનો હોઇ શકે છે, અને પ્રેમીઓ તેને જુદી જુદી દ્રષ્ટિથી જુએ છે, વ્રજનારીઓનો પ્રેમ કૃષ્ણમાં ગોપી ભાવે રહ્યો હતો, અર્જુનનો પ્રેમ કૃષ્ણમાં મિત્ર ભાવે રહ્યો હતો, પ્રહ્લાદ, વિભીષણ ધ્રુવ, આદિ ભકતોનો પ્રેમ ભગવાનમાં ભક્તિ ભાવે રહેલો હતો.

મજનુ લયલાનો પ્રેમ શુદ્ધ .નિખાલસ દૈવી પ્રેમ હતો. અને એ રીતે પ્રેમ પ્રકરણ ઉપર જઇએ તો અનેક દાખલા દ્રષ્ટાંતોથી તે વિશે ઘણું લખી શકાય. જયારે બધા શુદ્ધ દૈવી પ્રેમો વખાણને પાત્ર છે ત્યારે વિષયી પ્રેમ વખાણને પાત્ર નથી કેમકે તે ખરો પ્રેમ નથી તેમાં કંઇ શુદ્ધતા સંભવતી નથી. અને તેથી કોઇ પણ સમજદાર માણસ તે પ્રેમને માન આપી શકશે નહિ. તેવો પ્રેમી વિષય લંપટના

નીચ ઉપનામથી ઓળખાશે. અમો પણ તેવા વિષયી પ્રેમને કોઇ રીતે પસંદ કરતા નથી.

પ્રેમ-સ્નેહના પુસ્તકો લખવા સંબંધી આ મારો પહેલો પ્રયાસ છે, અને તે એક હિંદી પુસ્તકનો અનુવાદ છે, (જયારે પ્રેમના સંબંધમાં મારો આ પહેલો પ્રયાસ છે ત્યારે પુસ્તકો લખવામાં આ મારો ત્રીજો પ્રયાસ છે.) હું મારા શુદ્ધ અંતઃકરણથી તેના મુળ લેખકનો ઉપકાર માનું છું.

આ જગાએ સ્નેહ સરિતાના સંબંધમાં બોલવું અસ્થાને થઇ પડશે નહિ. આખા પુસ્તકમાં કયાંઇ પણ નીતિ કે ધર્મ વિરૂદ્ધની વાતને ઉત્તેજન નહિ આપવા બનતું કરવામાં આવ્યું છે, એટલુંજ નહિ પણ તેમાંથી કંઇકને કંઇક નવીન શીખવાનું મળે તેમ પ્રયત્ન કરવામાં આવ્યો છે, ઉછરતી વયનાં યુવાનો અને યુવતિઓ ખરાબ સોબતમાં આવી જવાથી કેવા ખરાબ થઇ જાય છે તેઓ પોતાના વડિલોને કેવા સંકટ રૂપ થઇ પડે છે, તથાપી " જે વાર્યા ન કરે તે હાર્યાં કરે છે " એ કહેવત અનુસાર આ પુસ્તકમાં આલેખન કરવામાં આવ્યું છે.

સ્વાર્થ એ ઘણી ખરાબ ચીજ છે, તથાપિ સ્વાર્થની એમ બંને બાજુ તપાસ્યા વિના તેને તરછોડી કહાડવો એ પણ કોઇ રીતે વ્યાજબી નથી. સ્વાર્થ બે પ્રકારનો હોય છે (૧) દેવી સ્વાર્થ (૨) સાંસારિક સ્વાર્થ પહેલા પ્રકારનો સ્વાર્થ વખાણને પાત્ર છે સાંસારિક સ્વાર્થમાં પણ વિભાગ પડેલા છે અને તેમાં નીચ સ્વાર્થ એ

ધિક્કારને પાત્ર છે, આ પુસ્તકમાં ગુલેનારે તેવો સ્વાર્થ શોધવા માટે પ્રયત્ન કીધા છે અને છેવટે તે તેમાં પસ્તાણી છે.

સફદરજંગ અને ગુલબદનનો પ્રેમ પ્રશંશાને પાત્ર છે, ત્યારે ગુલેનાર તથા જમશેદના પ્રેમ ધિક્કારને પાત્ર છે.

શુદ્ધ પ્રેમના પુસ્તકો વાંચવા એ સાંસારિક જ્ઞાન ધરાવવા બરોબર છે, અને તેથી આ પુસ્તકમાંથી વાંચકો તેવું કંઇ મેળવશે તો હું મારા કીધેલા પ્રયત્નમાં સફળ થયો અને ઉતેજન મળ્યું સમજીશ અને ભવીષ્યમાં તેવા પ્રેમનાં પુસ્તકો લખવા વધુને વધુ પ્રેરાઇશ.

રામ નવમી
સં. ૧૯૭૧

ગયારામ પ્રાણજીવન જોશી.

# અનુક્રમણિકા.

# સ્નેહ સરિતા

યાને

# અજબ ઇશ્ક.

## પ્રકરણ ૧ લું.

### ગુલબદન.

મુઝે તર્ક ઉલફત ગવારા નહીં;
મગર ક્યા કરૂં કોઈ ચારા નહીં.

સફદરજંગ—"લડાઇ થશે, જરૂર થશે. સવાર થવા દો. મને મેદાનમાં બહાદુરી દેખાડવાનો વખત મળશે. વાહ કિસ્મત! વાહ નશીબ!" કહીને હસ્યો અને બંનેના તરફ જોવા લાગ્યો.

મિત્ર—"જવા દો, હજુ કાંઇ ગયું નથી. જમશેદ ભારે નીશાનબાજ છે. હજુ આહીં આવ્યો પણ નથી અને વખત ઉપર પહોંચી પણ શકશે નહિ. જીવ કાંઇ એવી ચીજ નથી કે, એક હસીન છોકરીને માટે ગુમાવી દેવાય." એ સાંભળતાની સાથે ગફલતની ખુમારી તેની આંખોથી દુર થઇ, સવારનાં તેજથી અને ઝાકળના ધુંવવાટથી આંખો ઉઘાડી, તે ચોંક્યો અને ખીજવાઇ બોલ્યો.

સફદરજંગ—" બસ, બસ, બોલવું બંધ કરો. એવી હજાર જાન પણ તે ઉપરથી કુરબાન છે. " આ પ્રમાણે વાતો થઇ રહી હતી કે સામેની કાચી સડક ઉપર કાંઇક ધુળ ઉડતી હોય તેવું જણાયું. તે પછી બે ગાડીઓ વેગમાં તે તરફ આવતી દેખાણી.

સફદરજંગ—( તેના ખૂબસુરત ચહેરાનો ગુલાબી રંગ પીળો થઇ ગયો. ) " લ્યો તે આવી ગયા. ( પોતાના મિત્ર સજ્જાદ પ્રત્યે કહ્યું. ) સજ્જાદ ! જુઓ તમે મારા બાળ મિત્ર છો. મારી વાત સાંભળો અને ઇકરાર કરો કે, તે પ્રમાણે વર્તવામાં જરાપણ ફરક પડે નહિ."

સજ્જાદ—" મિત્ર, તમારો કઇ તરફ ખ્યાલ છે ? મારા તરફથી વિશ્વાસ રાખો. શું મારી અને તમારી આજકાલની મિત્રતા છે ? " બંને ચૂપ થઇ ગયા, એકે બીજાનો હાથ ધારેથી દબાવી દીધો.

સફદરજંગ—" વ્હાલા મિત્ર ! સાંભળો જો મારો જીવ બચી ગયો તો હું કોઇ એવી જગા ઉપર જઇ બેસું કે જ્યાં કોઇ મારો મિત્ર હોય નહિ, અગર કોઇ મારી આશુક હોય નહિ. તથાપિ જો તેથી ઉલટું બની ગયું.—ખુદા ન કરે—તથાપ મારો જીવ ચાલ્યો ગયો તો વ્હાલા મિત્ર ! મારા કોટના ઉપરના ખીસામાંથી બે પત્ર મળશે તે તમે લઇ લેજો. તે પત્રો ઉપર જેનું નામ લખ્યું હોય તેને તમે તમારા હાથથી પહોંચાડી દેજો, કોટના અંદરના ખીસામાંથી તમને એક છબી અબનુસના ડબામાં બંધ કરેલી મળશે. છબીની ચારે તરફ એક સોનેરી ફ્રેમ મઢેલી છે. ખ્યાલમાં રાખો, વ્હાલા મિત્ર ! એ બધી ચીજ મારી સાથે દફન કરી દેજો. "

કફનમેં ભી જુહદ ઓ તસ્વીર જાનાકી રહે;
વાં અકેલેમેં ફકત એક દિલ લગાનેકે લિયે.

સજ્જાબ—( નિસાસો નાખીને ) "બહુ સારૂં." સફદરજંગ નિશ્ચંયપણે ઉભો રહીને બંને ગાડીઓના તરફ જોવા લાગ્યો તેના ચહેરા ઉપર ગભરાટનું કાંઇ પણ નિશાન નહિ હતું, તેવા વખતે તેના ચહેરા ઉપર ગભરાટનું કોઇ નિશાન દેખાડી આપે તો તે કાંઇ નવાઇની વાત નહોતી, તથાપિ નવાઇની વાત તો એ હતી કે, એ શુરવીરના ચહેરા ઉપર ગભરાટનું કાંઇ પણ નિશાન નહોતું.

નૌજવાન સફદરજંગ ખુબસુરતીમાં ઇશ્વરી કુદરતનો નમુનો હતો. તેને લાંબા વખત સુધી નિહાળ્યા છતાં પણ નિહાળ્યા કરવાની ખાયશ મનમાં રહ્યા કરતી હતી. તે ભોળો, ભલો અને મીઠા બોલો આદમી હતો. શરીર ઘાટીલું અને મગજ સમજદાર હતું. ભરાવદાર વાળોની નાની નાની નાગણી જેવી લટો કાંઇક આ ગાલ ઉપર અને કાંઇક આ ગાલ ઉપર ફરક ફરક કરીને અજબ દેખાવ આપી રહી હતી. હરણીના જેવી મોટી અને ચળકાટવાળી આંખોથી શુદ્ધ હૃદય અને નેક ચાલ ચલકતનો ફોટો દેખાઇ આવતો હતો. તેનો ગુલાબી રંગનો ચહેરો સાફ, ખુબસુરત અને તેજદાર હતો. ગુચ્છા વળેલી મુછો ઝુકી ઝુકીને તેના ઘોલાં જેવા હોઠોને ચુંબન કરી રહી હતી.

"નિગાહ તિરછી કુલાહ તિરછી રૌશ હૈ તિરછી અદા હે તિરછી,
જો બાંકાપન હમને તુમમેં દેખા કિસીમેં યે બાંકાપન ન દેખા;
દહન હૈ ગુંચયે તો આંખ નરગિસ જો જુલ્ફ સુમ્બુલ તો સિરોકામત,
તુમ્હે તો દેખા બલાસે હમને જો ફરતે ગુલમેં ચમન ન દેખા."

સફદરજંગ કેટલીક વખત સુધી નીચી નજર કરી રહ્યા પછી ચોંકીને કોટની અંદરના ખીસામાંથી એક તસ્બીર કાઢી. ડબો ઉઘાડવાની સાથે તેની આંખો તસ્બીરમાં ખેંચેલા એક ખુબસુરત ચહેરા

ઉપર જઇ પડી. તસ્વીર હાથી દાંતની તખ્તી ઉપર ખેંચેલી હતી.

હાય, કેવો દિલ ઉશ્કેરનારો ચહેરો છે! આવા ચહેરા ઉપર લાખો માણુસો ગાંડા થઇ જાય તો પણુ શું ! અને ગાંડા થઇ જાય તેમાં કોઇનો વાંક પણુ શું ? સફદરજંગે નજર ઉંચી કરીને જોયું અને હૃદય ભેદાઇ ગયું, તેની સાથે એક હલકો તથાપિ હૃદય અને ચહેરાને સળગાવનારો નિસાસો મોઢામાંથી નીકળી ગયો. ચહેરો ગુલાબી હતો, આંખો રસીલી જાદુ ભરી અને મતવાલી હતી, હોઠ ધોલાંની લાલીને પણુ મહાત કરે તેવા હતા અને એકંદર રીતે તેના ચહેરા ઉપર શરમ ટપકી પડતી હતી.

મુલશે આરજ પુર સુખ ન ગેસુ તેરે,
તિરછી નજરેં ઔર નૈના મદ ભરે;
નાજ દિલ છીને અદા બિલમિલ કરે,
કુયોં ન એસી શકલ પર આશક મરે;
મનન દીદમ સુ તુ હરગિજ દિલ બરે,
સર કસે આશક કસે ગારત ગરે;

કેટલાક વખત સુધી સફદરજંગ તસ્વીરને ટીકી ટીકીને જોતો રહ્યો. જાણે તે આંખો અને મગજથી પોતાના બહાદુર મન ઉપર તેનો ફોટો ખેંચી રહ્યો હતો. છેવટે તેનાથી વધુ વખત જોઇ શકાયું નહિ. મન ઉછળવા લાગ્યું અને તેની બેઅખત્યાર જીભથી નિસાસા સાથ આ નીચેનો શેર નીકળી ગયો.

"જમાના હમસે ફીર જાયે તો ફીર જાયે,
તેરી આંખોકા ફીર જાના સીતમ હે."

સજ્જાદ—" સફદર ! દેખો તે લોક આવી રહ્યા છે, તેની ગાડી સડકના ઝાડથી પણ આ તરફ આવી ચુકી." સફદરજંગ એ સાંભળતાની સાથે જોરથી ચોંકી ઉઠયો અને તેની સાથે એક ઠંડો નિશ્વાસો નાંખીને તેણે કહ્યું—" બસ ! પ્યારી, રૂખસત." એમ કહે-તાની સાથે ગુસ્સાથી તેના હોઠ કાંપવા લાગ્યા, ચહેરાનો રંગ રહી રહીને બદલવા લાગ્યો, તેની ચમકીલી આંખોમાં તેથી વધુ પણ ચમક પેદા થઇ ગઇ.

સફદરજંગ—" ભાઇ સજ્જાદ ! હું તૈયાર તો છું, તથાપિ મારૂં મન કહે છે કે, આ કામ થવામાં ઢીલ લાગશે."

એકાએક બંને ગાડીઓ આવીને તે જગા ઉપર ઉભી રહી, તેમાંથી એક નવ જુવાન નીચે ઉતર્યો, તેનો પહેરવેશ સિપાઇ જેવો હતો; તે કંઇક અજબ મોઢું બનાવીને, પોતાના મિત્રોની સાથ જ્યાં સફદરજંગ હતો ત્યાં ચાલ્યો. તેનું નામ જમશેદ હતું.

જમશેદ—" જો હું તેને પહેલી ચોટે ન પાડી નાખું તો હું જમશેદ નહિ. ફકત બે ચાર મિનિટની વાર છે, થોડીવારમાં આ વાતનો ફેંસલો આવી જશે, કે અમે બે જણામાંથી કોણ બચીને તે હસીન છોકરી સાથે શાદી કરશે ! હાં, બેશક, તે છોકરીને માટે અમે બંન્ને જીવ ખોવાનો ખેલ ખેલીશું."

\+ + + + +

પાઠક ! આપ આ ભયાનક લડાઇના પહેલાંની કાંઇક વાતો સાંભળી લ્યો. વાત જાજા દિવસની નથી. ફકત એક હપ્તાની છે. તે દિવસે સવારના વખતે નવાબ કાસીમ હુસેન પોતાના આલીશાન મહે

લમાં બેઠા બેઠા એક કાગળ વાંચી રહ્યા હતા. ઓરડો બહુજ સુંદર રીતે સજ્યો હતો, નવાબ સાહેબ એક કિંમતી ગાદી ઉપર આડે પડખે પડયા હતા તેની ગાદીની સામેના દ્વારની સામે એક ખુબસુરત બાગ અને તેની સામે એક નાનું સરખું મેદાન હતું, નવાબ સાહેબે કાગળ વારમવાર વાંચ્યો અને ગુસ્સાથી ભરેલો એક ઠંડો નિસાસો નાખીને કાગળને બાજુ ઉપર ફેંકી દીધો. કાગળ મુસલમાની છોકરીઓની સ્કુલથી એક ઉસ્તાનીએ મોકલ્યો હતો, તેમાં નીચે મુજબ લખ્યું હતું.

" જનાબ નવાબ કાસમ હુસેન સાહેબ !

આપે લખ્યું હતું કે, મારી છોકરી પાછી સ્કુલમાં ! ભણાવો અને તેની વધુ દેખરેખ રાખો. આપે આપની છોકરી ગુલબદનની ચાલ ચલગત ન બગડવા દેવાને માટે મને તાકીદ કરી હતી, તથાપિ અફસોસ સાથે લખવું પડે છે કે, તેની ચાલચલગત પહેલાંથી પણ વધુ ખરાબ છે. છોકરીની કાંઇ ખાસ કસુર નથી. એક બદમાશ નવજુવાન તેની પાછળ પડયો છે. અમે કોઇ તેને રોકી શકતા નથી. આપની આબરૂનો ખ્યાલ કરીને મેં આ પત્ર લખ્યો છે, આપ આપની છોકરીને તે પાજીના હાથથી જે રીત ગમે તે રીતે બચાવો.

– ઉસ્તાની જુલેખા. "

બુઢા કાસીમ મનમાં બડબડવા લાગ્યો—" હું હેરાન છું. હવે શું કરૂં ! એ છોકરીએ શું કીધું ! જો હું જઇને તેને ઘેર તેડી લાવું છું તો ભણવાનું નુકશાન થાય છે, જો નથી લાવતો તો બીજી રીતે ખરાબી થાય છે. ( ગુસ્સામાં ) હસીના ! તું નાની હતી ત્યારે મને જે કાંઇપણ ફિકર નહોતી, તેટલી તું હાલ ભણીગણી સમજદાર પંદર

વરસની થઇ તકલીફ દે છે. તુને શુક્રવાર (જુમા) ને દિવસે સ્કુલમાં મોકલતી વખત સ્ટેશન ઉપર બહુજ ઠપકો દીધો અને શીખામણ પણ આપી તથાપિ નાદાન છોકરી! તારા ઉપર જરા પણ અસર ન થઇ." એમ કહી ગુસ્સાથી ભરેલી આંખોને બાગ તરફ ફેરવી, જોયું તો પોતાની સાળી રજીઆ પોતાની વ્હાલી છોકરી ગુલેનારની સાથે ચાલી આવતી હતી. ગુલેનાર ખરેખર ગુલેનાર હતી.

" આફતથી ગર અદા તો કયામતકા ચાલ થી
દિલ પિસ ગયા કિસીકા કોઇ પાયમાલ થા."

નવાબ કાસીમે રજીઆ બેગમને પોતાના ઓરડામાં બોલાવી અને તે કાગળ તેના હાથમાં આપીને તેઓ તેના ચહેરા તરફ જોવા લાગ્યા,

રજીઆ—( પત્ર વાંચીને ) " પાછી પુરાતની વાત નીકળી, ગુલબદનને કોલેજથી ઉઠાડી લેવી જોઇએ. ક્યાંઇ દુર અગરતો નજદિક કોઇ એવી સ્કુલ હાલ બાકી નથી કે જ્યાં તેનું નામ ન લખાવ્યું હોય અને અહીં કોઇ તેવી ઉસ્તાની પણ નહિ જો......"

હજુ તેની વાત પુરી થઇ નહોતી, કે બાજુના ઓરડાના દરવાજા કોઇએ ભારે જોરથી ઉઘાડી દીધા, બધાની નજર તે તરફ ગઇ, જોયું તો એક સ્વર્ગની પરી ચોળી પહેરીને ઓઢની ઓઢીને અને રેશમી પાયજામો પહેરીને આવીને ઉભી રહી. પરીએ પોતાના ગુલાબી ગાલો ઉપર લટકી રહેલી નાગણી સરખી લટો પોતાના સુકોમળ હસ્તોથી હટાવી અને પિતાજી! કહીને તે દોડી કાસીમને ગળે લપટી ગઇ. તે પછી હસતી હસતી પોતાની માશી અને માશીજાઇ

બ્હેનને મળી અને પ્યારથી ગુલેનારના ગાલોને ચુમ્બી લીધી, તેનો અવાજ ઓરડામાં ગુંજી ગયો તે પરી ગુલબદન હતી.:

"શોખીસે હર શગુનેકે ટુકડે ઉડા દિયે.
જિસ ગુંચેપર નિગાહ પડી ગુલ બના દિયા."

પછી તે પરી પોતાના બાપના ગળામાં હાથ નાખીને બાઝી પડી અને કહેવા લાગી—"પ્યારા બુઢા બેવકુફ પિતાજી? તમે મને પત્રમાં તે બુઢી નિગોડી પાસે—હું નામ ભુલી ગઇ—માફી માગવાનું લખ્યું હતું. વાહ, ભલે ગમે તે થઇ જાય, જીવ નીકળી જાય. પણ તે પાપીની પાસે હું માફી માગીશ નહિ. અહા, હું પણ ત્યાંથી કેવી રીતે નાઠી? અને જુઓ હું આપની પાસે મોજુદ છું. કેમ પિતાજી! મને જોઇને તો તમે ખુબ ખુશી થયાને? હું તે ઉસ્તાની ઉપર ખૂબ નારાજ છું."

"ભોલી સૂરતપર યે ગુસ્સા યે સિતમ યે શોખી;
ઢલકે કયા હુસ્નકે સાંચેમેં કયામત આઇ."

કાસીમની આંખોમાં સ્નેહની લાગણીથી કાંઇક આંસુ આવી ગયા પણ તે ગુસ્સાની ગરમીથી પાછા સુકાઇ ગયા. કાસીમે અફસોસ અને ગુસ્સા ભરેલા અવાજથી કહ્યું—"ગાંડી છોકરી! તું બતાવ કે હું તારો શું ઇલાજ કરૂં?"

ગુલબદને પોતાના બાપના મોઢા ઉપર હાથ રાખી દીધો અને સુરિલી કડકદાર ભાષામાં વિનય સાથ કહ્યું.

હસીના—"પિતાજી! પિતાજી? હવે મને સ્કુલમાં મોકલશો નહિ. હું ખૂબ ભણી ચૂકી. પુરાની સડી ગયેલી ચોપડીઓને હું કુવામાં

ફેંકી દઉં છું. હું તેવી ચોપડીઓ હવે ભણીશ નહિ. હશે હું જવાંમર્દ આદમીઓની હાલત, કિસ્સા, વાર્તા અને નાટકો વાંચ્યા કરીશ. "

રજીઆ બેગમ—(ગુલબદનની વાત અટકાવીને) એમ! દિકરી! તેં તો ગજબ કરી દીધો. તારી આટલી નાની ઉમર અને લાંબી ગજ એકની જીભ! યા અલ્લાહ! તું આને સુધાર, આ છોકરી તો આફતની જવાલા થઇ રહી છે. કાસીમ, ખરેખર આ છોકરી તેવી થઇ ગઇ કે, જેવું તે પત્રમાં લખ્યું છે."

ગુલબદન ગુસ્સામાં આવી ગઇ અને પોતાના બાપના પડખામાં બેસીને રજીઆના અવાજ કરતાં તેજ અવાજથી કહેવા લાગી.

ગુલબદન—"માશી જરા બેભાનીની દવા કરો, શું તમે વાર્તા અને નાટક વિગેરે શોખથી નહોતા વાંચ્યા કરતાં? છેવટ તમે પણ કોઇ વખત જુવાન હતા ખરા કે?"

એ વાત રજીઆને હ્રદયમાં તીરની પેઠે વાગી. તે ગુસ્સાને પી ગઇ અને થોડા વખતમાં તે ત્યાંથી ઉઠીને ચાલી ગઇ જતી વખત પોતાની સાથે ગુલેનારને પણ લેતી ગઇ.

ગુલબદન તો એજ ઇચ્છતી હતી. માશીના ચાલ્યા ગયા પછી તે પોતાના પિતાના તરફ જોવા લાગી. ગુલબદન પોતાનાં પિતાજીની આંખ અને ચહેરો જોઇને સમજી ગઇ કે, હવે વધુ સહન કરી શકશે નહિ. થોડા વખત પછી તે બોલી.

ગુલબદન—"પિતાજી? અત્યારે મને શિક્ષા કરો નહિ, શિક્ષાનો ઝઘડો દુર કરો અને ગુસ્સો કરો નહિ, પણ હસો અને બોલો. હું તમારી સાથે ઠરાવ કરૂં છું કે, હંમેશા તમારા કહેવા પ્રમાણે જરૂર

ચાલીશ, તથાપિ જો તમે વધુ ગુસ્સે થશો તો હું કહી દઉં છું કે, ( માથું હલાવતી હલાવતી ) હાં, તમે જાણો છો કે, હું ખાનદાન નવાબથી છું."

કાસીમ—( ગુસ્સાથી ) "ગુલબદન! આ કેવી વાત છે, જુલેખાને મારી પાસે તેવો પત્ર કેમ મોકલ્યો? સાચું બતાવ, તે કોણ માણસ છે કે જેનો તે એ કાગળમાં ઇસારો કરે છે."

પોતાના આશિકની બાબતમાં વાત સાંભળીને ગુલબદનનો ચહેરો ઢીલો પોચો થઇ ગયો. થોડી થોડી વારમાં તેના ગાલોએ રંગ બદલવો શરૂ કીધો. હોઠો ઉપર પહેલા મરકવું અને તે પછી જરા સરખું હસવું આવી ગયું.

"વહ કરને લગે હૈં કયામતકી બાતેં;
યહ સચ હૈ તો બસ ફૈસલા હૈ કિસીકા."

ગુલબદન—"કોઇ નહિ પિતાજી! તે તો એક ઉસ્તાદ છે, મારા માસ્તર તે દિવસે ગેરહાજર રહી ગયા અને તેની જગાએ તે આવ્યા," આટલું કહેતાં તે શરમાઇ ગઇ. આગળ તે કહી શકી નહિ કે અમારા બંનેના હૃદય કેવી રીતે મળી ગયા! તેણે પાછું કીધું—"તે મારો ચહેરો જોતો હતો. છોકરીઓના કહેવાથી માલુમ પડયું કે, તે મારી સાથે આંખના ઇસારા કરતો હતો અને મારા ઉપર ફીદા પણ બની ગયો હતો. તે પછી તેણે મારા નામ ઉપર એક કાગળ લખ્યો. મેં તે કાગળ જોયો પણ નહિ તે પહેલા તે ઉસ્તાનીએ તે ખુંચવી લીધો. કાગળ વાંચતાની સાથે અગ્નિનો પર્વત જાણે તેના ઉપર ફાટી પડયો, પેટમાં ખળભળાટ થઇ ગયો અને ગુસ્સાથી તે બાવરી બની ગઇ.

છેવટ ખેલ એવો થયો કે, તે બિચારાને ત્યાંથી બેઆબરૂ કરીને કાઢી મુકવામાં આવ્યો. "

કાસીમ--( ગાદી ઉપરથી ઉઠીને ) " તે કોણ હરામજાદો છે? હાય, આજકાલનો વખત ઘણો ખરાબ થઇ ગયો છે. હવે તે વખત આવ્યો કે, આબરૂદાર માણસોની છોકરીઓને મદરેસામાં બેસાડવી તે પોતાની આબરૂ બરબાદ કરવા બરોબર છે. તે મદરેસામાં ભણીને જરૂર ખરાબ ચાલની કહેવડાવે છે. ( દાંત કચકચાવીને ) અગર તે પાજી કદિ આ તરફ દેખાઇ આવે તો મારા જોડાથી તેનું માથું ફોડી નાખું. "

ગુલબદન ગભરાટથી પોતાના બાપનું મોઢું જોવા લાગી, તેણે આજ પહેલ વહેલો પોતાના પિતાનો ગુસ્સો જોયો હતો. કાસીમ ક્રોધ ભર્યા આમતેમ ઘુમી રહ્યા હતા કેટલાક વખત પછી પાછું તેણે કહ્યું.

કાસીમ--" ગુલબદન! જો આજથી હું જે કહું તે પ્રમાણે તારે કરવું પડશે. જે કામ તું કર તે મને પુછ્યા વિના કરીશ નહિ, ખબરદાર, હું જે કહું છું તે નહિ માને તો નુકશાન ઉઠાવવું પડશે. " ગુલબદને પોતાની નાગણી જેવી લટોને પોતાના ફુલ જેવા હાથોથી હટાવી દીધી અને તેની મોટી મોટી શરમવાળી કામબાણ જેવી આંખો કાસીમના તરફ ઉંચી કરી. તે પોતાના મનમાં જરાપણ ન ડરી. એમ કરવાનો હેતુ એ હતો કે, બચપણથી તેને તેવી તાલીમ આપવામાં આવી હતી.

કાસીમ--" ગુલબદન! મારા ખાનદાનપણાના સંબંધમાં તું બધું જાણી ચુકી છે. હું તે વખતે બહુજ ખુશી થઇશ કે જે વખતે

તારી શાદી સફદરજંગની સાથે થઇ જાય."

ગુલબદન—"મને તેના ચહેરા તરફ અણગમો છે."

કાસીમ—"અણગમાને મોહબ્બતમાં ફેરવી નાંખવો તે મુશ્કેલ વાત નથી. સફદરજંગ એક સારી ચાલચલગતવાળો અને બહાદુર જુવાન છે, તે બાળક હતો ત્યારથી આજ સુધી હું તેની ચાલચલગત ઘણી ઉત્તમ પ્રકારની જોતો આવું છું."

ગુલબદન—"તથાપિ તે મારી સાથે શાદીના સંબંધમાં કાંઇ પૂછશે તો હું તેને ટકા ટકાના વેણુ બોલીશ."

ગુલબદનનું મન જરૂર સફદરજંગ ઉપર વળી જાત, તથાપિ તેના બાપે તેની પહેલી મુલાકાતમાં જુદા કર્યાં હતા. ગુલબદન સફદરજંગની ખુબસુરતી અને તેનું ડહાપણ સારી રીતે જાણતી હોત તો જરૂર તેને પોતાનું હૃદય આપી દેત.

સફદરજંગ નેક ચાલચલગતવાળો હોવા છતાં પણ ગુલબદનની પહેલી મુલાકાતમાં પોતાનું દિલ દઇ ચુકયો હતો. હવે તેની પાસે તેનું દિલ નહિ હતું, આંખની સાથે આંખ મળતાની સાથે તે ગુલબદનની પાસે ચાલ્યું ગયું હતું. તે વખતે જરૂર સફદરજંગની જીભથી નીકળી ગયું હોવું જોઇએ કેઃ—

"અબ રહા કૌન આશના મેરા, દિલ ભી મુઝસે જુદા હુઆ મેરા;
લિયે જાતે હો તુમ કહાં દિલકો, હૈ યે મુદ્દતકા આશના મેરા."



# પ્રકરણ ૨ જું.



## રંગીલો આશિક.



" કર દી મેરે રાજકી સબકો ખબર,
ખુબ તુને દર્દે દિલ રૂસવા કિયા."

વાંચક! આ વખત પણ જોવા લાયક હતો જ્યારે ગુલબદનની આંખો એક જુવાન સામે ટકી રહી હતી. જ્યારે આ બનાવ બની રહ્યો હતો, ત્યારે ગુલબદનને સ્કુલમાં ગયાને ફક્ત એકજ હપ્તો થયો હતો. તે દિવસે સવારના વખતે પોતાની ઉસ્તાની જુલેખાની સાથે સ્કુલની બધી છોકરીઓ હવા ખાવાને નીકળીઓ હતી.

અહા, કેવો સારો સવારનો વખત છે, તે વખતે વળી સડક ઉપર આ પરીઓનું મંડળ કેવું અલૌકિક શોભી રહ્યું છે. રસ્તે ચાલવા વાળાઓની નજર જબરજસ્તીથી આ મંડળ તરફ ખેંચાઇ રહેતી હતી. બધી છોકરીઓ અંદરો અંદર ગમત રમત કરતી ચાલી જતી હતી. તે વખતે તે સડક ઉપર હવા ખાવા માટે બે ખુબસુરત નૌજવાન સિપાઇઓના પોષાક પહેરીને નીકળ્યા. એકે તે પરીઓનું મંડળ જોઇને કહ્યું—" પ્યારા જમશેદ! હવે એ કહો કે, આગળ ઉતાવળથી ચાલશો કે આ સુંદર છોકરીઓ સાથે જરા આંખના ઇસારા ચલાવશો. મારૂં દિલ તો ઉભા રહીને તેને જોવાને ચાહે છે. આ મદરેસાની છોકરીઓ હવા ખાવાને નીકળીઓ છે અલ્લાહ! કેવી સારી સારી સુંદરીઓ છે."

જમશેદ—"ભાઇ અત્યારે તમે ગમે તે કહો તથાપિ હું તો અહીંથી ખસવાનો નથી. તે બધાની પાછળ મારો મીજાજ કમજોર થઇ ગયો છે."

"સંભાલા હોશ તો મરને લગે હસીનોં પર;
હમેં તો મોત હો આઇ સવાબકે બદલે."

દોસ્ત—"બેશક, આ વાતમાં આપની બદનામી આપથી વધુ જાહેર થઇ ચુકી છે, ખુદા આ ખરાબ ચાલથી બચાવે."

જમશેદ—"ત્યારે તો હું મરી જાઉં, એવું શું કહે છે મિત્ર!"

મિત્રે પોતાના ખીસામાંથી બીડી કાઢી અને બંને જણાએ પીવી શરૂ કરી.

દોસ્ત—"આપ બીડી પીવાના શોખીન છોવ તેથી મેં આપી છે"

જમશેદ—"બહુજ સારૂ ફરજ અદા કરૂં છું. બીજું કાંઇ કહો.

દોસ્ત—(જોરથી હસીને) "હાં એક વાત બીજી કહેવાની છે કે, આપનો ચહેરો તો રાજકુમારના જેવો છે. અને કામ તો શૈતાનના જેવા છે."

જમશેદ—(હસીને) "ભાઇ તમે તો ભારે મશ્કરીખોર છોવ. લ્યો તે તમામ આવી ગઇ."

તે બે જણાએ તે પરીઓને જોવી શરૂ કરી. અને તે પરીઓ તે બે જણાઓને જોઇ જોઇને શરમાઇ જતી હતી. જમશેદ જેની સાથે આંખ મેળવતો હતો તે શરમથી આંખ ફેરવી લેતી હતી.

"ઐ તેગ યાર મિલકે ગલેસે જુદા ન હો,
યહ રૂહનેકા વખ્ત નહીં હૈ ખફા ન હો."

જમશેદ—(દોસ્તના કાનમાં) "યાર જરા જોતો ખરો આ કેવી ખુબસુરત છે. દેખી? એ ઉસ્તાની ખીલાડીની પેઠે આમતેમ જોતી જાય છે તેની પાછળ એક, બે ત્રણને છોડીને આ ચાલી જતી ચોથી પરી કહો કેવી દેખાય છે? ફાંકડી છે ને? તમે તેને જાણો છો?"

દોસ્ત—"હું કેમ ન જાણું! અહીંથી બરોબર દશ મૈલ ઉપર તેનું મકાન છે. એ નવાબ કાસીમ હુસેનની એકની એક દિકરી છે. ખરેખર બહુજ સુંદર છે. લાખોમાં એક......"

જમશેદે એક ઉંડોથી નિસાસો નાખ્યો. તેની ઉમરમાં આજેજ તેના મન ઉપર કોઇ સ્ત્રી અગર છોકરીની નજરની અસર થઇ. આ તરફ હસીનાએ પણ નજર ઉઠાાને તેને પ્યારથી જોયો. આંખ સાથે આંખ મળતાની સાથે જમશેદે ઇચ્છયું કે, હાથ ઉઠાવીને તેને સલામ કરૂં. તથાપિ હિંમત આવી નહિ, સલામની જગાએ ફક્ત માથું હલાવી દીધું. હસીનાએ પણ જરાક મોહું મલકાવીને આંખ ફેરવી લીધી. તેના ગાલોના રંગ વારમવાર લાલ થવા લાગ્યા. જમશેદે જોયું, કે ખેંચાવ બંનેના તરફ બરાબર છે. તેણે ચોકસ કરી લીધું કે, તેની સાથે જરૂર મુલાકાત કરૂં.

"ઇબ્તદાયે ઇશ્ક હૈ રોતા હૈ ક્યા;
આગે આગે દેખિયે હોતા હૈ ક્યા."

જીરમતે બહુજ જલ્દીથી એક બીજાને માર્ગ દેખાડે

"ચાહતકા જબ મજા હૈ, કિ વહ ભી હોં બેકરાર;
દોનોં તરફ હો આગ બરાબર લગી હુઇ."

હજુ જમશેદે ઉપરનો શેર પુરો કીધો નહોતો કે એક બાજુથી એક ગભરાવનારો અવાજ આવ્યો જેટલા માણસ સડક ઉપર હતા તે બધા ગભરાઇ ગયા. અવાજ ઉપર અવાજ આવવા લાગ્યો— "ગાંડો કુતરો નાસો, બચો, જીવ બચાવો, હટો સડકથી હટો."

એ સાંભળીને છોકરીઓમાં ગભરામણ ફેલાઇ ગઇ. કોઇ આ તરફ કોઇ તે તરફ જેને જે તરફ માર્ગ મળ્યો તે તરફ નાશી ગઇ. અગર રહી ગઇ તો ફક્ત ભોળી ભલી ગુલબદન, તે એકલી ઉભી આમતેમ ગભરાટથી જોઈ રહી હતી. એકાએક તેના મોઢામાંથી એક ચીસ નીકળી ગઇ. કુતરો તેના તરફ જીભ કાઢીને ફુલેલા મોઢામાંથી દાંત બહાર કાઢીને દોડયો આવતો હતો. હાય, કેવો ભયાનક વખત થઇ પડયો.

એક તો જંગી કુતરો, બીજું હડકાયો થવાથી તેનો ચહેરો વિશેષ ભયાનક થઇ પડયો હતો, તેની મોટી મોટી આંખો બહાર નીકળી આવી હતી. મોઢામાંથી કફ નીકળી રહ્યો હતો અને માર પડવાથી તે મોઢું ફુલી પણ ગયું હતું. હડકાયો અને જંગી કુતરો એવી સીફલથી પોતાના ભયંકર અવાજથી ભુંકતો ભુંકતો ગુલબદનના તરફ આવી રહ્યો હતો તેની પાછળ શોર બકોર કરનારા વધુ ખીજવતા હતા તેવા પ્રકારથી તે વધુ વધુ આગળ દોડી રહ્યો હતો.

…બદનની પાસે પહોંચી ગયો અને એક ભયંકર અવાજની … ગળું પકડવાને ઉપર ઉછળ્યો. ગળું પકડવાથી … નનું કામ નીકળી જાત. બરોબર તે વખતે

પિસ્તોલનો અવાજ થયો. કુતરો મરી જઇને ગુલબદનની સામે જઇ પડયો. ઘણા માણસો તે જગાએ એકઠા થઇ ગયા, ગુલબદને સ્વસ્થ થઇને જોયું તો તેણે પોતાના યારને હાથમાં ધુમાડા નીકળતી પિસ્તોલ સાથે મંદમંદ હસતો પોતાના પડખામાં ઉભેલો જોયો.

જમશેદ—"હું કેવો બહાદુર છું. જો એ કુતરો મારા હાથથી બચી જાત તો આપનો જીવ આ ઘડીએ નીકળી જાત. હવે હું પણ આપના કલેજામાં એક ગોળી મારી લઉં છું."

ગુલબદન શરમાઇ ગઇ, તેણે મોઢેથી કંઇ ન કહેતા પોતાની રસીલી આંખોથી જમશેદના તરફ જોયું, તથાપિ બદ કિસ્મતના લીધે આંખો વધારે વખત સુધી મલી નહિ. કારણ કે તે વખતે ઉસ્તાની ઝુલેખાએ ગુલબદનને હાથ પકડીને ખેંચી લીધી અને પોતાની સાથે લઇને ચાલી ગઇ. તે પછી જમશેદ કેટલાક દિવસ સુધી તે મદરેસાની આસપાસ ચક્કર લગાવતો રહ્યો તથાપિ ગુલબદન તેના જોવામાં આવી નહિ. તેણે સમજી લીધું કે ઉસ્તાનીના દિલમાં ઘણોજ ખરાબ અભિપ્રાય બંધાઇ ગયો છે અને તેથી તેણે ગુલબદનને બહાર નીકળવાની એકદમ મનાઇ કરી દીધી છે.

તેનો ખ્યાલ ઠીક હતો. ખરેખર ગુલબદન દરવાજાની બહાર પગ પણ મુકી શકતી નહોતી. કેમકે જુલેખાએ જમશેદને દિવસના કેટલાક વખત આ તરફ તે તરફ ઘુમતા જોયો હતો.

ગુલબદન પણ બહુજ કંટાલી ગઇ હતી. તે ચાહતી હતી કે, ઓછામાં ઓછું સવારે તો હવા ખાવાની પરવાનગી મને મળયા કરવી જોઇએ. તથાપિ આહીં તો વાત વધુ પડતી થઇ ગઇ હતી.

જમશેદ કાંઇ જેવો તેવો માણસ નહિ હતો તે જે કામમાં હાથ લગાડતો તેને પુરૂ કરીને છોડતો હતો; તેણે પાકો ઇરાદો કરી લીધો કે, હું ગુલબદનને જરૂર મળું, એવા ખ્યાલમાં તે રાત દિવસ વીતાડી રહ્યો હતો, છેવટે એક દિવસે તેણે મુલાકાત કરવાની યોજના શોધી કાઢી.

તેણે મદરેસામાં ગુલબદનના માસ્તર સાથે દોસ્તી કરી લીધી, જમશેદે એક દિવસ જ્યારે તે માસ્તર ત્રીજે પહોર મદરેસાથી પોતાના ઘરે ચાલ્યા જતા હતા તે વખતે મુલાકાત કરી. સો રૂપિયાની એક નોટ માસ્તરના હાથમાં દઇને તેણે વાત કરી કે, એક દિવસના માટે આપની અવેજીમાં મને સ્કુલમાં ભણાવા જાવા ધો. લાલચુ માસ્તરે વગર વિચાર્યે તેના એ વાત માની લીધી, તથાપિ માસ્તરને પાછળથી વગર વિચાર્યે કામ કરી બેઠા બદલ બહુજ પસ્તાવો થયો.

બીજે દિવસે જમશેદે કૉલેજમાં જઇને હેડ માસ્તર પાસે ભણાવવાની રજા માગી, હેડ માસ્તરે તેની નેકસુરત અને ગ્રહસ્થ જેવા કપડા વિગેરે જોઇને પરવાનગી આપી, હેડ માસ્તરનો પણ તેમાં શું ગુન્હો હતો ? જમશેદ ખુશી ખુશી થતો સ્કુલના તે ઓરડામાં ગયો, જ્યાં ગુલબદન પોતાની સાહેલીઓની સાથે બેશીને વાંચી રહી હતી. જમશેદે તેને તુરતજ ઓળખી લીધી, દીલ ખુશી થઇ ગયું, તેનાથી રહી શકાયું નહી અને ખીસામાંથી પેન્સીલ કાઢીને ઝટપટ એક કાગળ લખી નાખ્યો; તેથી તેના મનની કાંઇક દિલગીરી ઓછી થઇ ગઇ. પત્રમાં લખ્યું હતું—"કોલેજની ઉત્તર બાજુમાં ઝાડની પાસે મહેરબાની કરીને બાર વાગ્યે જરૂર મળજો. ફક્ત પાંચ દશ મિનિટના માટે, તથાપિ જરૂર મળો."

જમશેદ બારે હુશીઆર હતો, તેમણે હાજરી પત્રક હાથમાં લઇ લીધું અને ફરી ફરીને હાજરી લેવા લાગ્યો. વખત જોઇ તેણે ગુલબદનના ખોળામાં ચીઠી ફેંકી દીધી. તથાપિ બદ કિસ્મતથી ઉસ્તાની જુલેખાએ એ કામ જોઇ લીધું. એ તે જુલેખા છે કે જેને જમશેદે તે દિવસે બિલાડીના જેવી આંખવાળી કહી હતી. ગુસ્સાથી જુલેખાએ ઝપટ કરીને ગુલબદનના ખોળામાંથી ચીઠી ઉપાડી લીધી. તે પછી જમશેદને પુરી બેઇજતીની સાથે ત્યાંથી કાઢી મુકવામાં આવ્યો. તે ફરી પણ શું શકવાનો હતો લાંબા લાંબા પગલા ભરીને એકદમ ચાલ્યો ગયો.

"દેખીએ કરતી હૈ રૂસવાયે જમાના કયા કયા,
મુઝકો યહ ચાહ મેરી તુઝકો યે સૂરત તેરી."

અત્યાર સુધી ગુલબદન જમશેદનું નામ પણ જાણતી નહોતી, બીજે દિવસે તેને કાગળની વાત માલુમ પડી, તે દિવસે એ પણ માલુમ પડયું કે, જમશેદ શહેર છોડીને ચાલ્યો ગયો. ગુલબદન પોતાના મનમાં કહેવા લાગી--"જો થોડો વખત તે રોકાત તો હું તે પાક મીજાજની સાથે એકએક વાત તો કરી લેત."

"જાય ઇબરત હૈ મેરા હાલ પરેશાં યારો,
આસ તોડે હૈ યે માયૂસી હરમાં યારો;

દિલ લગાકર મૈં હુઆ સખ્ત પરેશાં યારો,
હાય, અફસોસ ન નિકલા કોઇ અરમાં યારો.

જીકી જી હીમેં રહી બાત ન હોને પાઇ,
એક ભી ઉસસે મુલાકાત ન હોને પાઇ."

એવી સ્થિતિ થઇ જેથી ડરી જઇને જુલૈખાએ કાસીમની પાસે તે કાગળ મોકલ્યો હતો અને તે પછી ગુલબદન કોલેજથી નાશી ગઇ હતી.

બીજે દિવસે સવારે જુલૈખાએ જોયું કે, ગુલબદનની બારીમાં એક દોરડું લટકી રહ્યું હતું; તે દોરડાની મદદથી ઉતરીને નાશી ગઇ હતી. અને તે શુશોભિત ઓરડો એ ખૂબસુરત સુંદરી વિના ખાલી થઇ ગયો હતો.

ઓરડો ખાલી જોઇને જુલૈખાએ કહ્યું—" કેવી પાજી છોકરી છે. આજ તે મારી પાસે માફી માગવાની હતી, તથાપિ તેથી વિરૂદ્ધ વર્તન વર્તી ગઇ. હવે હું કદિ પણ સ્કુલમાં રાખું નહિ."

આ તરફ જમશેદે જ્યારે સાંભળ્યું કે, ગુલબદન સ્કુલમાંથી પોતાના ઘેર ચાલી ગઇ. ત્યારે તેનાથી પણ રહેવાયું નહિ, તે પણ ત્યાં જઇ પહોંચ્યો અને તેના મકાનની આજુ બાજુ ચક્કર મારવા લાગ્યો.



# પ્રકરણુ ૩ જું.

## ભારે ભુલ.

ફિતનઃ પરવાજ દગાબાજ ફસુંગા અય્યાર;
હાય અફસોસ દિલ આયા,ભી તો કિસપર આયા.

જે વખતે રજીઆ બેગમ પોતાની છોકરી ગુલ્લેનારની સાથે પોતાના ઓરડામાં પહોંચી તે વખતે બંનેમાં નીચે મુજબ વાતો થવા લાગી.

ગુલ્લેનાર--"જુવો છો મા, હજારો વાત થઇ, તથાપિ તે ઉપર પણુ ગુલબદન મકાનમાં આવી ગઇ, મારો તો જીવ ચાહે છે કે, જ્યાં સુધી મારી શાદી ન થઈ જાય ત્યાં સુધી ગુલબદન અહીં રહે નહિ. તમે બતાવો મા, તેના અહીં રહેવાથી, ભલા મને કોણુ પૂછશે ? "

રજીઆ--( ઉંડો નિસાસો નાખીને ) " તે છોકરીના અહીં રહેવામાં બેશક તને નુકશાન છે તથાપિ દિકરી તેમાં મારૂં શું જોર ? જ્યાં સુધી તારી શાદી ન થાય ત્યાં સુધી તારે ખાલી પિતાના રોટલા ઉપર પડયા રહેવા સિવાય બીજો શું ઉપાય છે ! ( કેટલોક વખત શાંત રહીને) તથાપિ મને ઉમેદ છે કે, જો તું ચાહે તો સફ્-દરજંગ ઉપર તારૂં જાદુ જરૂર ચાલશે."

સફ્દરજંગનું નામ સાંભળતાની સાથે ગુલ્લેનારના ચહેરાનો રંગ ગુલાબી થઇ ગયો, જેથી તેના ગાલોની ચમક ચાર ગણી થઇ ગઇ.

" જબાં પર નામ આતેહી અજબ હાલત હુઇ ઉનકી
બદલને લગ ગઇ ગાલોંકી રંગત એક સુર્ખીસે."

ગુલેનાર—"સાચું કહું છું. મા! સફદરજંગ જેવો આદમી મેં દુનિયામાં જોયો નથી. હું તો તેની સાથે મહોબ્બત કરૂં છું તથાપિ તે ગુલબદનની આગળ કોઇને કાંઇ હિસાબમાં પણ ગણુતો નથી. જ્યારે હું તેને મળી ત્યારે તેણે ગુલબદન સિવાય બીજી કાંઈ વાતજ કીધી નહિ. તે તો ગુલબદન ઉપર મરી રહ્યો છે, જેનું નામ સાંભળતાની સાથે મા, મારી દેહ કંપવા માંડે છે."

એમ કહીને ગુલનાર પોતાની માની પાસે જરા વધુ ખસીને આવી અને પોતાના નાજુક હાથ તેના ગળામાં નાખીને ફરીને કહેવા લાગી.

ગુલેનાર—" મા, મારી મા, કોઇ એવી તરકીબ બતાવો, જેથી તે બંને એક બીજાથી જુદા થઇ જાય. અથવા ગુલબદન મારૂં આ કામ થવા ન દે અને સફદરજંગને પોતાના ફંદામાં ફસાવી લે તો હું તેની સાથે કદિ બોલું નહિ."

રજીઆ બેગમના મન ઉપર એ વાતથી ભારે ચોટ લાગી, તે ગભરાઇ જઇને ચોંકી ઉઠી. વીજળીના પડવાથી પણ તે જેટલી ચોંકત નહિ તેટલી ગુલેનારની વાતથી ચોંકી. તેણે પોતાની આંખો ગુલેનારની આંખો સાથે મેળવી દીધી. અને જોયું કે તે પણ બેશરમ થઇને ટગમગ ટગમગ પોતાના તરફ જોઇ રહી છે. રજીઆ બેગમે જ્યારે તેને જરા પણ શરમાતા જોઇ નહિ ત્યારે તે વધુ દુઃખી થઇ. તે સમજી ગઇ કે, તેનો ઇશ્ક જેવો તેવો નથી. બલ્કે તે હદ છોડી

ગયો છે. ખરેખર વાત પણ તેવીજ થઇ હતી. ગુલેનાર સફદરજંગ ઉપર દીલોજાનથી આશક થઇ હતી, તે સાથે ધોખાબાજ અને બીજાનું અહિત ઇચ્છનારી પણ હતી.

રજીઆ બેગમ ત્યાંથી ઉઠીને પોતાના બનેવી કાસમની પાસે ગઇ અને બોલી—"જુઓ છોકરી આવી ગઇ છે, તો નવાબ શેર-ખાંની શાદીની મીજલસ અને જલસામાં તેને જઇ આવવા દો. તેના પછી તેને એકદમ જબરજસ્તીથી સ્કુલમાં મોકલીએ, નહિ તો ભણ-તરમાં વાંધો આવશે."

રજીઆની આ વાત ઉપર લાચાર થઇને ગુલબદનના બાપને તેને મોકલવી પડી તથાપિ એ વાત ગુલેનારને બહુજ ખરાબ લાગી.

વાંચક વાંચી ચુકયા છે કે, જમશેદ પણ તે શહેરમાં આવી ગયો હતો, તેના વખાણ શહેરની બધી છોકરીઓ કરવા લાગી હતી. ગુલેનારને એ સારો સુયોગ મળ્યો, એકાંતમાં તેણે જમશેદની સાથે મુલાકાત કીધી અને બોલી—"હું આપ સાથે ગુલબદનની મુલાકાત કરાવી દઉં અને આપ તેને આપના તરફ આકર્ષી લેશો તો હું આ-પના તરફથી કોશીશ પણ કરૂં."

વાત છેવટ સુધી ગુલબદનને દુઃખ દેવાની હતી, ગુલેનાર ઇચ્છતી હતી કે, જમશેદ જેવા પાજી માણસની સાથે તેની શાદી કરાવી દઉં અને સફદરજંગ સાથે હું શાદી કરૂં. જમશેદને મળીને તેણે તે જાણી લીધું હતું કે સડક અને નિશાળમાં ગુલબદન સાથે મુલાકાત કરી ચુકયો છે. ગુલેનારે આવીને ગુલબદન સાથે પણ વાત બનાવી. જમશેદની બહુજ તારીફ સાંભળીને ગુલબદને કહ્યું—"કહો તો જલસાના માટે તેને પણ આમંત્રણ પત્રિકા મોકલી દઉં? તેનું નામ શું છે?"

ગુલેનાર—" નવાબ જમશેદખાં બહાદુર "

આમંત્રણ પત્રિકા જમશેદના તરફ મોકલાઇ ગઇ. બીજે દિવસે આમંત્રણ પત્રિકા પહોંચી ગયાનો જવાબ પણ આવી ગયો. તથાપિ આ બધી વાતો બીજા કોઇને માલુમ હતી નહિ. જલસાનું મકાન બહુજ શુશોભિત રીતે શણગાંરવામાં આવ્યું હતું. તે વખતે બગીચામાં સુંદર છોકરીઓ અને છેલ જુવાનોનો દેખાવ અજબ સુંદર દેખાતો હતો. જે વખતે જમશેદ ત્યાં આવ્યો તે વખતે બધી છોકરીઓ તેના ચહેરા સામે ટીસી ટીસીને જોવા લાગી. બધા નવજુવાનોની વચમાં એક એમણેજ સિપાઇનો પોશાક પહેર્યો હતો,

ગુલબદને તેના તરફ આંખ ઉઠાવીને પણ ન જોયું, કેમકે જે વખતે તે આ નમુનેદાર જલસામાં આવ્યો તે વખતે ગુલબદન ફ્રાટરની બીજી બાજુ વાંસો વાળીને સફદરજંગની સાથે વાતો કરી રહી હતી. સફદરજંગ તેની સાથે હજુ હમણાંજ મળ્યો હતો અને તેનો સુંદર હાથ પોતાના હાથમાં લીધો હતો. તથાપિ ગુલબદને તે ધીરેથી છોડાવી દીધો.

સફદરજંગ ગુલબદનની તરફ બેફીકર થઇને જોઇ રહ્યો હતો. ગુલબદનની સાથે તેને ભારે મહોબત હતી. તેના માટે તે આ દુનિયાને છોડવાને પણ તૈયાર હતો. તે ગુલબદન સાથે બોલ્યોઃ—

સફદરજંગ—" તમે મને મળીને ખુશી ન થયા ? ગુલબદન ! શું એ વાત ઠીક થાય છે ? "

ગુલબદન જરાક હસી. એ હસવું એવું હતું કે જે સફદરજંગના

દિલને મુંઝવવાને માટે ઓછું નહોતું. તેની અસર તેની નસેનસમાં દોડી ગઇ.

ગુલબદન—"કોણ કહે છે? હું તમને જોઇને બહુ જ ખુશી થઇ છું."

તે વખતે ગુલબદનની આંખ મસ્તીથી ચમકવા લાગી. તે ફરીને બોલી:—"તથાપિ એ ઉમેદ રાખો નહિ કે હું તમારા ફંદામાં ફસાઇ જાઉં." એમ કહીને ગુલબદન વળ ખાઇ ગઇ અને સફદરજંગના દિલગીરીથી સુકાઇ ગયેલા હોઠો ઉપર મંદ હસવું આવી ગયું.

સફદરજંગ—"શું કહેવું છે. વારૂ ગુલબદન! આજ આ અજવાળી રાતના જલસામાં જાતી વખત જરા દુર મારી સાથે ફરવા આવશો? (આગ્રહથી) જો ઇનકાર કરશો નહિ."

ગુલબદન—"તે વખતે તો તમો ચુપચાપ રહ્યા હતા. તમારો શું વિશ્વાસ! તેમ આજ પણ તેવી રીતે ચુપચુપ રહો તો? તમારી સાથે મફતના પોતાના પગ તોડવા કોણ આવે?"

સફદરજંગ—(હસીને) "નહિ, કદિ નહિ, આજ હું એવી મન પસંદ વાત કરૂં કે તમે ખુશી થઇ જાઓ."

ગુલબદન—(નાખુશીથી) "કઇ બાબતમાં?"

સફદરજંગ—"મારી અને તમારી બાબતમાં."

ગુલબદન મતલબ તો કાંઇ ન સમજી 'તથાપિ શરમાઇ ગઇ, તેના ગુલાબી ગાલોનો રંગ લાલ થઇ ગયો. ફરીને તેણે નજર ફેરવીને જોયું તો જમશેદને ઝાડની પાસે ઉભા રહીને ગુલેનારની સાથે વાતો કરતા જોયો.

સફદરજંગ—" ગુલબદન તમે મારી વાતનો જવાબ આપ્યો નહિ. વારૂ, હું જરા એક મિત્ર સાથે મુલાકાત કરી આવું ? "

ગુલબદન—" હાં જઈ શકો છો."

સફદરજંગ ચાલ્યો ગયો, આ તરફ ગુલેનારે જમશેદ અને ગુલબદનની મુલાકાત કરાવી. ગુલેનારે જોયું કે, જમશેદને જોઇને ગુલબદન શરમાઇ જાય છે, તે માટે જાણી જોઇને તેણે મોઢું ફેરવી લીધું. સાથે તેના મનમાં એ પણ આવ્યું કે, જમશેદ સાથે શાદી કરી લે તો બહુજ સારૂ થાય. એવું થવાથી સફદરજંગનું મન જરૂર મારા ઉપર આવી જશે.

તે પછી બે કલાક સુધી ઠઠા મશ્કરીની વાતો થઇ, થોડા વખત પછી માણસોને ખાણું ખાવાને માટે બોલાવવામાં આવ્યા. ખાણું એ બાગમાંજ ખાવામાં આવ્યું. જમશેદના પડખામાં ગુલબદનને બેઠેલી જોઇને સફદરજંગની આંખોમાં ખૂન ભરાઇ આવ્યું. તેથી ગુલબદનને તે નજરથી જોઇ શક્યો નહિ. ગુસ્સાને લઇને તે કાંઇ બોલી શક્યો નહિ.

તે જલસામાં એક એવો પણ માણુસ હતો કે, જે જમશેદની બુરી ચાલ ચલગતથી સારી રીતે વાકેફ હતો. તેણે મનમાંને મનમાં કહ્યું. " કાસીમહુસેને ભારે ભુલ કીધી જે આ બદમાસને આવા સંજોગ વચ્ચે બોલાવ્યો. ખરેખર તે જાણતા પણ નહિ હોય. હું તેમની પાસે જાઉં અને તેની ખરાબ ચાલથી તેને વાકેફ કરી દઉં." તેણે જઇને નવાબ કાસીમ હુસેનને બધી વાત કીધી.

નવાબ કાસીમ.—" બદમાસ અને જુગારી ! એ બહુજ

ખરાબ વાત છે. જમશેદ ખરેખર બદમાસ છે, તેવા માણસ ઉપર કદિ મહેરબાની કરવી ન જોઇએ, તેને હું હમણાંજ કાઢી મુકાવું છું. અને હવે કદિ પણ મકાનમાં પેસવા દઊં નહિ, તે ભારે નીચ સોબતનો માણસ છે. તેની સાથે મારી છોકરી તથા ભત્રીજીએ કોઇ વખત પણ બેસવું નહિ જોઇએ, હું તમારાથી ઘણોજ ખુશી થયો. જે તમે મને આ વાતથી વાકેફ કીધો."

બુઢા કાસીમ ગુસ્સામાં ભરાઇ જઇને ઓરડામાંથી ઉઠયા અને ખુબસુરત પગથીઆ ઉતરીને બાગમાં પહોંચ્યા. જોયું તો ગુલેનાર એક નવજુવાન સાથે વાતો કરી રહી હતી અને પોતાની વહાલી દિકરી ગુલબદન સફદરજંગની પાસે ઉભી હતી. જમશેદ એક ફુવારાની પાસે ચુપચાપ ઉભો હતો; તે જોઇને બુઢાનો ગુસ્સો કાંઇક ઓછો થયો, તે ત્યાંથી પાછા ફરીને પોતાના ઓરડામાં આવ્યા. તેને તે ન માલુમ પડયું કે, ચાલાક જમશેદ તેને આવતા જોઇને ગુલબદનની પાસેથી ચાલ્યો ગયો હતો. બુઢા કાસીમે એક પત્ર લખ્યો અને નોકરની માર્ફત તેને મોકલીને પોતે ગાદી ઉપર જઇને સુઇ ગયા. કેમકે તે સીડીથી ચડવા ઉતરવામાં થાકી ગયા હતા.

નોકરે જમશેદના હાથમાં પત્ર આપી દીધો. જમશેદે કાગળ ખોલીને વાંચ્યો. તેમાં લખ્યું હતું કે,—

"જમશેદ !

હું નથી ચાહતો કે, તમે મારી છોકરી અને ભત્રીજીની સાથે સહવાસમાં આવો. હું તમોને હુકમ કરૂં છું કે, તમે પત્ર જોતાની સાથે બાગની બહાર ચાલ્યા જજો અને જો તે પ્રમાણે નહિ વર્તો

તો હું તમારી સાથે ખરાબ રીતે વર્તન ચલાવીશ.

નવાબ કાસીમ હુસેન."

જમશેદ પત્ર વાંચીને વિચારમાં પડી ગયો. એ એક ડગલા ફાટકના તરફ ચાલીને પોતે પોતાના મન સાથેજ બડબડવા લાગ્યો– "ખુદાના સોગંદ છે. કાસીમ તારી સાથે બદલો ન લઉં તો મારૂં નામ જમશેદ નહિ, કોઇએ મારી આજ સુધી એ આબરૂ કીધી નથી અને જેણે કીધી તેણે તેનો પુરો બદલો પણ લીધો છે. હું તને ચોવીશ કલાકની અંદર બતાવું છું કે, હું કેવો ખરાબ માણસ છું. તારી ગુલબદનની સાથે તો હું લગ્ન કરીશ તથાપિ તને પણ રોળી નાખું."

તે પછી જમશેદ બનાવટી હસતું કરીને હસ્યો, અને ગુલબદનની પાસે જઇને બહુજ મીઠી વાણીથી બોલ્યોઃ–

જમશેદ—"ગુલબદન! કેમ તમે મારી સાથે જરા ફાટક સુધી ચાલશો? હું મારા એક મિત્રની પાસે જાઉં છું. માફ કરજો."

વ્હાલાને રજા માગતો જોઇને ગુલબદનનો ચહેરો ઉતરી ગયો. તે બોલીઃ—"ઉતાવળ શું છે? ઉભા રહો. શું મારી સાથે મહફીલમાં નહિ ચાલો?"

જમશેદ—(મહોબતથી) "તમે જાઓ, હું ત્યાં આવીને તમને મળીશ."



## પ્રકરણ ૪ થું.

---

### મારા હાથથી નહિ લઇ શકે.

---

"તુમકો હમારે પાસસે લેજાયંગે રકીબ,
હમ ભી તો દેખેં વો ઐસે કહાંકે હૈં."

ગુલબદન જમશેદની એ જરા સરખી જુદાઇનો ખ્યાલ કરીને પીળી પડી ગઇ. જમશેદ ઓરતોના દીલને લોભાવવામાં પુરો શેતાન હતો. તેને માલુમ હતું કે, તેને ફસાવવામાં કેવા પ્રકારની વાતો કરવી જોઇએ. તેણે ગુલબદનને પુરી રીતે ફસાવી લીધી હતી. ફાટકની બહાર જયારે જમશેદ ચાલવા લાગ્યો તે વખતે ગુલબદનની આંખોમાં જળ જળીઆ અને ચહેરા ઉપર દિલગીરી છવાઇ ગઇ.

જલસો થવાની જગા લગભગ એક મૈલ ઉપર હતી. નવજુવાન ઓરતો, મરદો, છોકરા, અને છોકરીઓ બધાં ગાડી ઉપર બેશી બેશીને જલસામાં જાવા લાગ્યાં. વૃદ્ધ કાસીમ બાગમાં આવ્યા સફદરજંગને બોલાવીને કાંઇક કહ્યું અને પાછા ચાલ્યા ગયા. સફદરજંગ ગુલબદનની પાસે ગયો. ગુલબદન કાંઇ કહેલું વિગેરે સાંભળી તેની ગાડીમાં જઇને બેઠી. તથાપિ ગુલબદનનું મન એ વાતથી ખુશી થયું નહિ. ગુલબદનને માલુમ નહિ કે, પાજી જમશેદ સાથે કેમ ભારે મહોબત થઇ. સફદરજંગની ઇચ્છા થઈ કે, જમશેદની ચાલચલગતથી ગુલબદનને માહીતગાર કરે, તથાપિ તેની હિંમત ચાલી નહિ. તે સમજ્યો કે વખતે માઠું સમજીને આ નાદાન છોકરી મને ઉલટું માઠું લાગે તેવું બોલવા

માંડશે. ગુલબદન સમજી ગઇ કે, સફદરજંગ આ વખતે મારા સંબંધમાં કાંઇક વિચાર કરી રહ્યો છે. તેણે પૂછ્યું:—

ગુલબદન—"જલસામાં જમશેદ પણ હોત તો બહુજ સારૂં થાત."

સફદરજંગ—"મારી સમજમાં તો એમ આવે છે કે, તેના ન આવવાથી જલસાની રૈનકમાં કાંઇ કમીનો આવશે નહિ. તમને માલુમ નથી શું? કે દિનરાત તેની ફિકરમાં ડુબી રહો છો. ?"

ગુલબદન—(તાજુબીથી) "શું તમે તેને નથી ચાહતા? તે તો ભારે આબરૂદાર માણસ છે."

સફદરજંગ—"હું તેને પસંદ કરતો નથી, કુદરતથી ભુલ થતી નથી. ચહેરા ઉપર તેની ખરાબ ચાલચલગતની નિશાની મોજુદ છે."

ગુલબદન—"ચાલચલગતમાં તો કાંઇ ખરાબ નથી."

સફદરજંગ—"જે જાણી શકતા નથી તેના માટે તો તેનો ચહેરો તેવોજ છે."

ગુલબદન—"તથાપિ તમે તેને ખરાબ સમજીને તેવી રીતે કહી રહ્યા છો?"

સફદરજંગ—"તમે મારો મત પૂછ્યો. મેં પણ સાફ સાફ કહી દીધું. તેમાં તમે નાહક નારાજ થયા છો. વળી તે આહીં રહેવા આવ્યો પણ નથી. હજુ તમે નાદાન છો. તથાપિ જ્યારે મોટા થશો ત્યારે જાતેથી પોતાનું ભલું બુરૂં સમજવા લાગશો."

ગુલબદન—"જી, આપની કૃપાથી મને સારી સમજણ છે. હું મારૂં ભલું બુરૂં સમજું છું. આપને સમજાવવાની જરૂર નથી."

તે પછી થોડી વારે ગાડી મહફિલમાં પહોંચી. ત્યાં જમશેદને જોઇને સફદરજંગને ભારે માઠું લાગ્યું. તેની આંખોમાં ખૂન ભરાઇ આવ્યું. આ તરફ પોતાની વ્હાલી ગુલબદન સાથે સફદરજંગને વાતો કરતા જોઇને જમશેદ પણ બળીઝળી ગયો. બંને નવયુવાનોની આંખોમાં ઝેર ભરાણું. અને જાણે એક બીજાની તાકાત અટકળવા લાગ્યા. અને તેજ વખતથી બંને જણા એક બીજાના કટ્ટા શત્રુ થઇ ગયા."

બધા માણસો મહફીલમાં બેશી ગયા, ગુલબદન વચમાં અને સફદરજંગ તથા જમશેદ તેની આજુબાજુ બેશી ગયા. નાચ—ગાણું શરૂ થયું. એક બીજાને કાંઇપણ ફાયદો પહોંચવા દીધો નહિ. છેવટે થોડા વખતના માટે સફદરજંગ એક દોસ્તની પાસે ગયો. જમશેદ હવે એકલો રહ્યો, તેણે ગુલબદનને કહ્યું:-

જમશેદ—"લીલ્લાહ ગુલબદન! મોટી મુશ્કેલીથી ટળ્યો. હું ચાહું છું કે થોડા વખતના માટે તમારી સાથે વાતો કરૂં. ચુપ બેઠા બેઠા તો તબીઅત ગભરાઇ ગઇ, આવો જરા તળાવના કીનારે ફરીએ."

બંને જણા ઉઠીને એક તળાવના કિનારે ગયા જમશેદે ગુલબદનને પુરી રીતે ફસાવી દીધી હતી. વાત કરતા કરતા તેણે કહ્યું— "ગુલબદન? તમારા વિના હું એક મિનિટ પણ રહી શકતો નથી. અથવા તમે મારી સાથે મહોબત નહિ કરો તો હું આ તળાવમાં કુદીને મારો જીવ આપી દઉંછું." એમ કહીને ચાલાક જમશેદ તળાવમાં કુદવાનું બહાનું કરીને તે તરફ ચાલ્યો. હવે ગુલબદન ફસાઇ ગઇ. તે ગભરાઇ જઇને બોલી.

ગુલબદન—"હું તમારી સાથે મહોબત કરૂં છું. વ્હાલા! તમે

નાહક જીવ ખોશો નહિ, હું દુનિયાના બધા દુઃખો સહન કરી શકું છું, તથાપિ તમારૂં દુઃખ જોઇ શકતી નથી."

"જાન દેનેકો કહા ઉસને તો હસકર બોલે,
તુમ સલામત રહો હર રોજકે મરને વાલે."

ગુલબદને જમશેદની એ યુક્તિને જાણી લીધી હોત તો તે તેને જરૂર ધિઃકારવા માંડત, તથાપિ તેવું ન બન્યું. જમશેદે પોતાના મનમાં કહ્યું—"મારી નાંખી છે."

જમશેદ પોતાના મનમાં જેવો ખ્યાલ રાખીને ગુલબદન સાથે વાતો કરી રહ્યો હતો તે વાતો તે શેતાનના સિવાય બીજા કોઇના સમજવામાં આવી શકતી નહોતી, તે ગુલબદનની સાથે બોલ્યો.

જમશેદ—"શું તમે મારી મહોબ્બતમાં દુનિયાને છોડી શકો છો?" વાંચક આપ ખ્યાલ કરો કે, બિચારી ગુલબદનની ઉમર પણ હજુ કેટલી હતી. જે કાંઇ વાતો તે કરી રહી છે. તેમાં તેનો કાંઇ વાંક નથી. તથાપિ તેની અણસમજની કસુર છે. તે બોલીઃ—

ગુલબદન—(ઉંડોથી નિસાસો મુકીને) "હાં પ્યારા!"

"કીસ તરહ કોઇ જાલસે સય્યાદકે બચે,
જુલ્ફ ઉસકી દેખ દીલ તો ગિરફતાર હો ગયા."

જમશેદ—(કાંઇક ડરતાં ડરતાં) "અને તમારા વડીલ તો મને તિરસ્કારે છે. તો તે મારી સાથે તમારી શાદી કેવી રીત કરશે. મેં સાંભળ્યું છે કે, તે તમારી શાદી સફદરજંગની સાથે કરવા માગે છે. એક તો તમે તેની સાથે પ્યારમાં પડયા છો. બીજું વળી તે શ્રીમંત છે."

ગુલબદન—" તથાપિ હું તેની સાથે શાદી નહિ કરૂં, મને તેના માટે ભારે તિરસ્કાર છે. "

જમશેદ—" સારૂ, [ બચ્ચી લઇને ] તમે કહી ચૂકયા છો કે, સફદરજંગની ગાડીમાં નહિ જાઉં. જાતી વખત તમે મારી સાથે મારી ગાડીમાં બેસજો. હું અને તમે બીજે રસ્તેથી ચાલીશું. મારે તમારી સાથે બહુજ મજાની વાતો કરવી છે. તથાપિ હમણાં નહિ, જુઓ સફદર-જંગ આવે છે, હું આ લતામાં સંતાઇ જાઉં છું. તમે તેને કહી દેજો કે હું તમારી સાથે નહિ આવું તેને તેમ કહીને તમે ઝટપટ મને મળજ્યો કેમકે મારી તબીઅત તમારા વિના સારી નહિ રહે."

તે પછી તેણે ઝુકીને ગુલબદનના ગુલાબી ગાલોને એક ચુંબન લીધું અને પાસેના ઝાડ બીડના ગુચ્છામાં સંતાઇ ગયો. સફદરજંગ ગુલબદનને એકલી જોઇને બહુજ ખુશી થયો. ગુલબદને શરમાતા શરમાતા તેને કહ્યું—" મારે તમને કાંઇક કહેવું છે તથાપિ નારાજ ન થાઓ તો કહું."

સમજદાર સફદરજંગ તુરતંજ સમજી ગયો કે, આ કોઇ બાળક બુદ્ધિની વાત કરવા માગે છે જેથી મારે અને કાસીમ બંનેના મન ઉપર ભારે ચોટ પહોંચશે. તો પણ તેણે પોતાનું મન મજબુત કરીને કહ્યું.

સફદરજંગ—( પ્યારથી હાથ પકડીને ) " કહો દિલોજાન. "

ગુલબદન—( હાથ તરછોડી નાખીને ) " છોડો, દેખો નાદાની કરો નહિ, હવેથી મને કોઇ દિવસ તે નામથી બોલાવશો નહિ, મારા વ્હાલા જમશેદ સિવાય બીજા કોઇને તે નામે બોલાવવાનો અધિકાર નથી. "

એ વાતોથી સફદરજંગના હૃદય ઉપર ભારે આપઘાત થયો, તેનું મન ટુકડે ટુકડા થઇ ગયું.

" મેરા દીલ લેકે શીશેકી તરહ પત્થર પૈ દે પટકા,
મૈં કહેતા રહ ગયા સાહબ મેરા દિલ હૈ મેરા દિલ હૈ. "

સફદરજંગ ગુસ્સાથી કંપવા તો લાગ્યો તથાપિ ગુલબદન ઉપર તેની જે મહોબત હતી તે પોતાના મનમાંથી ગઈ નહિ.

વાંચક! શું ગુલબદન એવો આશક કદિ મેળવી શકવાની હતી? કદિ નહિ. એ આશક પણ જુદોજ હતો તેનાથી મોટી ભૂલ થઇ. તેણે પોતાના દિલની જુદાઇની સાથે મળીને તેને દુર ફેંકી દીધો.

સફદરજંગ—" હાય, ગુલબદન, તમારા માટે હું જીવ આપવાને તૈયાર છું. કેમકે તમારી સાથે મને ભારે મહોબત છે તથાપિ તમે મને આવી રીતે હેરાન કરો છો, જો તમે તમારૂં મન કોઇ લાયક માણસને અર્પણ કર્યું હોત તો હું ખુશી થાત, તથાપિ દીધું તે કોને? એક નીચ માણસને. તમને અલ્લાહ બચાવે, તેની સાથે ઇશ્ક કરવાના બદલે હું તમારૂં મુડદું જોઉં તે બહુજ સારૂં છે."

ગુલબદન—[ ગુસ્સાથી] " શું! તમે નવાબ જમશેદને એવા ખરાબ કહો છો?"

સફદરજંગ—" એવા કારણથી કે તે સારો માણસ નથી. તે જુગારી, ફીસાદી, બદમાસ લુચ્ચો અને દગાબાજ માણસ છે તેના મન ઓરતોના દિલને હરિ લેવું એ કાંઇ હિસાબ વગરની વાત છે જો તમે નારાજ થાઓ નહિ, હું સાચું કહું છું કે, તેને ખુદાનો ડર

નથી, તેમ નથી ડર માણુસનો, તે ફક્ત પોતાની મતલબ સાધનારો છે. તેના મનમાં ખરી મહોબતનું નામ પણુ નથી."

ગુલબદન—"બિલકુલ જુઠું. તે આબરૂદાર અને સાચો માણુસ છે. તમે જુઠી રીતે મારા આશકના ઉપર ખાર રાખો છો, તથાપિ યાદ રાખો, ભલે આખી દુનિયા એક થઇ જાય તથાપિ હું તેના તરફથી જરૂર બોલીશ. મને નહિ માલુમ હતું કે, તમે આટલું બધું જુઠું બોલો છો."

સફદરજંગ તે વાતોને કદિ પણુ સાંભળત નહિ, તથાપિ શું કરે, લાગેલી પ્રીતિ જાતી નથી. સાચું કહ્યું છે કે,

"આઇ હુઇ આશીક કી તબીઅત નહીં જાતી"

સફદરજંગ—"હું તમને ખાત્રી આપી શકું છું."

ગુલબદન—"બસ માફ કરો. હું તમારી ખાત્રી–પુરાવા–સાંભળવા માગતી નથી. તમે એક આબરૂદારની આબરૂને ધક્કો લગાડયો છે, હું તમારી સાથે ધિઃકારની નજરથી જોઉં છું, તમે પ્યારની વાત મારી સાથે કરો નહિ, તથાપિ મારા મરવા અને મારા આશકનું ગળું દબાવવાની વાતો કરો. તમે જાઓ હું તમારી સાથે ઘેર આવીશ નહિ પણુ જમશેદની સાથે આવીશ."

એમ કહીને ગુલબદન ચાલતી થઇ. ચાલતી વખત માની લો કે વાતોની તેજદાર છરી સફદરગંજને મારતી ગઇ. સફદરજંગ તેની પાછળ પાછળ ગયો. પાછળથી તેના ખંભા ઉપર હાથ રાખીને તેણે કહ્યું—"ગુલબદન! ભલે ગમે તેમ હોય, તથાપિ હું જરૂર તે પિશાચના

ફંદામાંથી તમને બચાવવાની કોશીશ કરીશ.' ગુલબદને ગુસ્સામાં આવીને તેનો હાથ તરછોડી નાંખ્યો અને બોલી.

ગુલબદન—" ખબરદાર તમે મારી સાથે બોલો નહિ. આ વખતેથી તમે મને તમારી દુસ્મન સમજો, કદિ પણ મિત્ર સમજતા નહિ અને આજથી તમારૂં મોહું મને દેખાડશો નહિ. સાંભળો છો કે નહિ."

સફદરજંગ—( નિસાસો નાંખીને ) "બહુ સારૂં, આજથી હું મારૂં મોહું ફેરવી જાત, તથાપિ નવાબ કાસીમ હુસેને તમારી સોંપણી મને કીધી છે. તેના કહેવાથી તમને જેવીને તેવી સ્થિતિમાં મારી સાથે લઇ જઇશ અને તેને સોંપી દઇશ. હું ઓછામાં ઓછું આજ તો તમને જમશેદની સાથે નહિ જવા દઉં."

વાંચક વર્ગને યાદ હશે કે, મહફીલમાં આવતી વખતે કાસીમે શફદરજંગના કાનમાં કાંઇ કહી દીધું હતું. તે આ વાત હતી.

સફદરજંગની વાત સાંભળીને ગુલબદન પણ વધુ ગુસ્સામાં આવી ગઇ. તે બોલીઃ-

ગુલબદન—" તમે મને તમારી સાથે જરૂર લઇ જશો ?"

સફદરજંગ—" મારા જીવતા જીવે તો નહિ જ્યારે હું મરી જાઉ તે વખત તમે જઇ શકો છો. તે સિવાય તો હું લઇ જઇ શકું છું,"

ગુલબદન—" ( પગ પછાડીને ) જોઉંછું. તમે શું કરોછો ? હું હમણા તેની પાસે જાઉંછું."

સફદરજંગ—" હઠીલી ગુલબદન ! હું તમને કહી ચુક્યો છું કે, તે તમને આજ પોતાની સાથે લઇ જઇ શકશે નહિ, વખત ગુમાવ-

વામાં કાંઇ ફાયદો નથી. તમે મારી સાથે ચાલો. ( પ્યારથી ) પ્યારી ગુલબદન ! શું તમે મારી સાથે નહિ ચાલો ?"

ગુલબદને તિરસ્કારથી સફદરજંગના ચહેરા તરફ જોયું.

સફદરજંગ—" આવો, ગુલબદન આવો, નાહક વખત ગુમાવી રહ્યા છો."

સફદરજંગ બહાદુર મનનો પુરૂષ હતો. તે કોઇના તરફ આંખ ઉઠાવીને જોતો નહોતો તથાપિ ગુલબદનની આગળ તે બિલકુલ લટ્ટુ બની જતો હતો.

ગુલબદન—" નહિ, હું જમશેદની સાથે જરૂર જાઇશ. જુઓ સફદરજંગ મને હવે રજા દો, તે આવે છે."

સફદરજંગ—" ગુલબદન ! મારા જીવતા છતાં તમે આજ તેની સાથે જઇ શકવાના નથી. મારા મરવા પછી તે તમને લઇ જઇ શકશે. જ્યાં સુધી હું જીવતો છું. અને હાથમાં તલવાર પકડી શકું છું ત્યાં સુધી કોઇની તાકાત નથી. કે જે મારા પાસેથી તમને છોડાવીને લઇ જાય. હવે જાજુ બોલો નહિ, સીધી રીતે ગાડીમાં બેશી જાઓ. નહિતર જબરજસ્તીથી તમને ગાડીમાં બેસાડવાની મને નાહક તકલીફ વેઠવી પડશે.



## પ્રકરણ ૫ મું.



### પોતાના આશકને છોડી દયો.

" વહ છુટેં જીનકો દિલસે પ્યાર કરેં
જબ ક્યોંકર યે અખત્યાર કરેં "

કેટલાક વખત સુધી ગુલબદન ગુસ્સામાં આવી જઇને સફદરજંગના તરફ જોઇ રહી. તથાપિ વાહરે સફદરજંગ ! તેના ગુસ્સા ભર્યા ચહેરાને પ્યારથી જોઇ રહ્યો હતો. માની ક્યો કે તે તેને પણ નાટકના ખેલનો સીન સમજતો હતો,

".ગુસ્સેસે ભરા ઉનકા મિજાજ હૈ,
કયા હી ભલા નાજો અન્દાજ હૈ. "

સફદરજંગ—" હું તમને મારી સાથે લાવ્યો છું. તમે એ વાતનો ખ્યાલ નહિ કરો કે મારે અને તમારે લડાઇ થઇ ગઇ છે."

ગુલબદન—( બગડી જઇને ) " એ કોઇ જરૂરી વાત નથી કે, હું તમારી સાથે આવી છું માટે તમારી સાથેજ જાઉં. તેમાં તમારો કાંઇ અખત્યાર નથી. અગર મારૂં મન જમશેદની સાથે જવાનું ઇચ્છે તો તમે મને રોકી શકતા નથી,"

સફદરજંગ—" એ તમારો ખોટો ખ્યાલ છે. હું ફરીને તમને કહું છું કે, તે જ્યાં સુધી મને મારી નાંખે નહિ ત્યાં સુધી તમને પોતાની સાથે લઇ જઇ શકતો નથી."

જમશેદ હવે નજીક આવી ગયો હતો. સફદરજંગ ચૂપ થઇ ગયો. જમશેદે ગુલબદનનો હાથ પકડીને કહ્યું:—"પ્યારી મારી સાથે જરા આ તરફ ચાલો."

પ્યારીનું નામ સાંભળતાની સાથે સફદરજંગના અંગમાં આગ લાગી ગઇ. તેણે ગુલબદનને તરછોડી નાખીને અલગ કરી અને જમશેદને કહ્યું.

સફદરજંગ—"તેનો ફેંસલો તરવાર કરશે કે ગુલબદનને તમે લઇ શકો છો કે હું."

બંને જણાએ મ્યાનમાંથી તરવાર બહાર કાઢી. તલવારની ચમક જોઇને ગુલબદન બેહોશ થઇ ગઇ. સફદરજંગે પહેલા ઉછળીને જમશેદની છાતીમાં એક લાત મારી તે જમીન ઉપર ઉછળી પડયો. સફદરજંગે તેની છાતી ઉપર પગ મુકયો અને તલવાર ઉઠાવીને ચાહતો હતો કે, તેની છાતીમાં ખોશી ઘાલું. તથાપિ તે માણસોએ વખતે વખતસર આવીને તેને બચાવી લીધો.

"ફરીને જોઇ લઇશ." એમ કહેતો અને શરીરની ધુળ ઝાડકતો ઝાડકતો જમશેદ ચાલ્યો ગયો. સફદરજંગે ગુલબદનને ઉઠાવીને પોતાની ગાડીમાં રાખી. લોકોને કાંઇ પણ માલુમ ન પડયું કે, વાત શું થઇ. ચહેરા ઉપર ગુલાબજળ પડવાથી ગુલબદનને હોંશ આવી. સફદરજંગે કોચવાનને ગાડી ચલાવવાનો હુકમ દઇને પ્યારથી ગુલબદનને બોલાવી—"ગુલબદન?"

ગુલબદન—(ગુસ્સાથી) "મારી સાથે બોલો નહિ તો તમારી મોટી મહેરબાની થશે અગર તમે તમારૂં મોઢું બીજી બાજુ રાખો."

સફદરજંગ—" મારે તમારી સાથે ચોકસ એક જરૂરી વાત કરવાની છે."

ગુલબદન—" હું તે સાંભળવા માંગતી નથી."

સફદરજંગ—" જ્યારે તમે સાંભળવા માગતા નથી. તો હું કહીશ નહી."

તે પછી બંને જણા ચુપ રહ્યા કોઈ કાંઇ બોલ્યું નહિ.

જ્યારે ગાડી ગુલબદનના મકાન ઉપર પહોંચી તે વખતે પણ બને જણા ચુપ રહ્યા. ગાડી ઉભી રહેવા પછી સફદરજંગે ગુલબદનને પોતાના હાથનો ટેકો દઇને ઉતારવા ચાહ્યું તથાપિ ગુલબદને તેનો હાથ તરછોડી નાખ્યો. તે જાતે ઉતરીને ચાલી.

સફદરજંગ—" ગુલબદન! જરા એક વાત સાંભળી લ્યો. તમારી મતલબની છે, અગર નહિ સાંભળો તો પસ્તાશો."

ગુલબદન—" હુ તમારી વાત તે વખતે સાંભળીશ કે જ્યારે તમે જમશેદની માફી માગશો."

સફદરજંગ છાતી ઉપર હાથ રાખીને પાછો હઠી ગયો તેને ગુલબદનની આ વાત ખંજર જેવી લાગી, તે બોલ્યો:-

સફદરજંગ—" ગુલબદન! એવી વાતો વખતો વખત કરીને મારી આબરૂ બેઆબરૂ કરો છો!"

ગુલબદન—" તમારા માટે તેવો જવાબ બરાબર છે."

સફદરજંગ નાખુશ થઇને પોતાની ગાડીમાં જઇ બેઠો. ગાડી

ચાલવાને માટે તૈયાર હતી કે એક નવજુવાન સ્વાર તેની પાસે આવી પહોંચ્યો. તે સજ્જાદ હતો.

સફદરજંગ—"કહો દોસ્ત સજ્જાદ! ગભરાયલા કેમ છો?"

સજ્જાદ—"જમશેદે તમારી સાથે લડવાનો ઇરાદો કીધો છે, કાલ ૭ બજે સવારે તે ટીલાવાળા મેદાન ઉપર—જે અહીંથી એક ગાઉ ઉપર છે. ત્યાં લડાઇ કરવાને માટે કીધું છે."

સફદરજંગ—"કાંઇ ફિકર નહી, માલુમ પડશે. ભત્રીજા સાહેબ લાતની વાત ભૂલી ગયા છે?"

એમ કહીને બંને જણા ચાલ્યા ગયા. ગુલબદન પોતાના પિતાની પાસે પહોંચી, જોયું તો વૃદ્ધ કાસીમ આરામ ખુરશી ઉપર બેઠા બેઠા હુક્કો પી રહ્યા હતા.

વાંચકોએ સમજી લેવું જોઇએ કે, સફદરજંગ અને ગુલબદનમાં જે વાતો થઇ રહી હતી. તે કાસીમહુસેને સારી રીતે સાંભળી લીધી હતી.

ગુલબદન—(અટકી જઇને) "પિતાજી તમે છો? હું ડરી ગઇ હતી."

કાસીમ—"હું કયારનો બેઠો બેઠો વાટ જોઇ રહ્યો છું. તેં કીધેલા ઠરાવ પ્રમાણે એક કલાક પહેલાં આવી જવું જોઇતું હતું. અગર તું સફદરજંગની સાથે ન ગઇ હોત તો હું બેચેન થઇને જરૂર તારી પાસે આવત. હાં, કેમ દિકરી, જ્યારે તું ગાડીમાંથી ઉતરી ત્યારે સફદરજંગની સાથે ક્રોધે ભરાઇને કેમ બોલી રહી હતી? શું તારે અને તેને લડાઈ થઇ ગઇ?"

ગુલબદન—"હું તમને સાફ સાફ નહિ કહું. (ગાલો ઉપર આવી પડેલા વાળને સમા કરીને) હું તેનાથી બહુજ નારાજ છું."

કાસીમ—"હું બધું સાંભળી રહ્યો હતો. હાં, તું તેની સાથે જમશેદના સંબંધમાં શું જીકર કરી રહી હતી? જે કાંઇ તેં તેને કીધું હોય તે જરા ફરીને મારી સામે કહી જા."

ગુલબદન—"સફદરજંગે જમશેદની મહફીલમાં ભારે બેઇજતી કરી, તે મેં સફદરજંગને સાફ સાફ કહ્યા દીધું કે, જ્યાં સુધી તમે જમશેદ પાસે માફી નહિ માગો ત્યાં સુધી હું તમારી સાથે બોલીશ નહિ."

કાસીમ જોસમાં આવીને ઉભા થઇ ગયા અને ગુસ્સાથી તેનો ચહેરો લાલ થઇ ગયો. તે બોલ્યો.

કાસીમ—"શું એ વાત ખરી છે? જમશેદ તારી સાથે મહફીલમાં ગયો હતો?"

ગુલબદન—(તાજુબીથી) "જી નહિ. તે મારી સાથે ગયા નહતા. બલકે તે જાતે મહેફીલમાં જઇને દાખલ થઇ ગયા હતા. પિતાજી તેના આવવાથી જલસામાં ભારે મજા આવી હતી. મારૂં મન તો બહુજ ખુશી થયું."

કાસીમ—"ચુપ રહે, બેવકુફ છોકરી, મારૂં શરીર ચાલે તો હું તેને કોરડાથી મારી મારીને તેની ચામડી ખેંચાવી લઉં. તે મહફીલમાં કેમ ગયો. મેં તો તેને ત્યાં જવાના સાફ મના કરી દીધી હતી."

ગુલબદન—(હેરાન થઇને) "આપ કહો છો શું? તેની મતલબ શું છે! હું હેરાન થઇ ગઇ, કહો તો ખરા શું વાત છે? તેના ઉપર આપ આટલા બધા નારાજ શા માટે થઇ રહ્યા છો?"

કાસીમ—"તેં ભારે ભુલ કીધી. તેને તેં પોતાના સાથે બેસવા દીધો. મેં જ્યારે સાંભળ્યું કે તે અહીં બાગમાં આવ્યો છે ત્યારે તેને નીકળી જવાની મતલબનો એક પત્ર લખીને તેની પાસે મોકલ્યો હતો. તે હરામજાદો તે વખતે તો ત્યાંથી ચાલ્યો ગયો તથાપિ પાછો મહેફીલમાં જઈ પહોંચ્યો. વાહરે શેતાન!"

ગુલબદન હળવે હળવે સ્વાસોચ્છવાસ લઇ રહી હતી. તે તાજુબીથી અને ભયથી પોતાના પિતાના ચહેરા સામું જોઇ રહી હતી. કાસીમ પાછો કહેવા લાગ્યો.

કાસીમ—"હવે હું તે બદમાસને એવો તંગ કરૂં કે, અહીંથી તે ખુદ નાશી જાય."

ગુલબદન—"પિતાજી, છેવટ તેથી ફાયદો શું મળશે?"

કાસીમ—"ફાયદો એ કે, તે બદમાસથી આ મહેલ્લો ખાલી થઇ જાય."

ગુલબદન—(રોઇને) "તથાપિ પિતાજી? તમો એવું કરશો તો મારૂં મન પણ તે તરફ ખેંચાયલું રહીને ચુરેચુરા થઇ જશે."

"ખયાલે યારમેં યહ દીલ હમારા ટૂટ જાયેગા
કોઇ આશકકે દિલકો તોડકર કયા લુત્ફ પાયેગા."

કાસીમ ચોંકી ઉઠયા. તેની સામે વીજળી પડત તો પણ આટલા ચોંકત નહિ તેટલા ગુલબદનની વાતોથી ચોંકયા. તેની વચમાં ગુલબદને પોતાની તમામ વાત તેને સંભળાવી દીધી. જમશેદની પહેલી મુલાકાત થઇ તે, તથા તેના કુતરાથી જીવ બચાવ્યો તે, મહેફીલમાં બનેલી

બધી વાત કહી, છેવટે એ પણ કીધું કે, અમે બંને જણાએ શાદીનો ઠરાવ કરી લીધો છે.

છેવટની વાત સાંભળીને કાસીમના દિલ ઉપર ભારે ચોટ પહોંચી. તે તે વખતે સુસ્ત થઇને પડયા રહ્યા, કેટલાક વખત પછી તેણે કહ્યું.

કાસીમ—"મને પૂછયા વિના તેં તેને શાદીના માટે કેમ કીધું?"

ગુલબદન—"તેણે આપને તો નહિ તથાપિ મને જરૂર પૂછી લીધું હતું કે, તું મારી સાથે મહોબત કરે છે કે નહિ! મેં પણ હામી ભરી દીધી હતી."

કાસીમે ગુલબદનને હાથથી દુર હડસેલી કાઢી. ગુસ્સાથી તેની આંખો બળવા માંડી. ચંદ્રમાંનું તેજદાર અજવાળું તે બંનેના મોઢા ઉપર પડી રહ્યું હતું.

કાસીમ—(ગુસ્સાથી) "શું તને એ નાલાયક માણસની સાથે ભારે મહોબત થઇ પડી છે! બોલ, તુરતજ જવાબ આપ."

ગુલબદન—(શરમાઇ જઇને) "હાં દુનિયા ભરથી વધુ."

કાસીમ—"સાંભળ ગુલબદન, તારા સિવાય મારે બીજું કોઇ નથી, તુંને જોઇને મારૂં કલેજું ઠંડુ થઇ જાય છે અને આંખો ઠરી જાય છે. તારી માના મરવા પછી પણ મેં લાડ પ્યારથી પાલણ પોશણ કરીને આટલી મોટી કીધી. ત્યારે સાચું કહે, શું તું મારાથી પણ વધુ તેની સાથે મહોબત રાખે છે?"

ગુલબદન—(શરમાઇ જઇને) "એ જુદી વાત છે, આપની અને તેની મહોબતમાં બહુજ ફેર છે!"

કાસીમ—"એ કદિ બની શકે નહિ, ગુલબદન! તું તે બદમાસ માણુસને ભૂલી જા, અગર તારે મહોબત કરવી હોય તો સફદરજંગની સાથે કર. નહિંતર કોઇ બીજા નેક ચાલ ચલગતવાળા છોકરાની સાથે તારી શાદી થઇ શકે છે. હું તને હુકમ દઉં છું કે, તું તેને તારા હૃદયમાંથી કાઢી નાંખ. બિલકુલ ભૂલી જા."

ગુલબદન—"તથાપિ મને અફસોસ છે કે, તેને હું ભૂલી શકતી નથી. આપના કહેવાથી તેના સિવાય દુનિયાની બધી ચીજોને ભુલી જઇ શકું છું."

કાસીમ—(ગુસ્સાથી) "નાદાન છોકરી! યાદ રાખ, છેવટમાં તારા બુરા હાલ થશે. તું હજું બાળક છે. તને સમજણ નથી. યાદ રાખ, મારી વાત ગાંઠમાં બાંધી લે. છેવટે તને બહુજ પસ્તાવું પડશે. દુર જા, સામેથી ચાલી જા, જા તારા ઓરડામાં જઇને સુઇ રહે."

ગુલબદન બડબડાટ કરતી અને એમ કહેતી ચાલી ગઇ કે, "હું કદિ પણ પિતાજીને આ વાતના માટે માફ કરીશ નહિ."

તે રોતી રોતી પોતાના ઓરડામાં ગઇ અને બારણા બંધ કરીને પલંગ ઉપર સુઇ ગઇ, તથાપિ સુતાની સાથે બહારથી કોઇએ બારણા ખખડાવ્યા, બોલતાની સાથે હસતી હસતી ગુલનાર ઓરડામાં આવી બેસી ગઇ, તથાપિ ગુલબદન સુતી રહી. ગુલેનાર બોલી.

ગુલેનાર—"ભારે ખરાબી થઇ ગઇ, અગર જલસામાં સફદર ન જાત તો સારૂં થાત."

ગુલબદન કાંઈ બોલી નહિ, તે વિચારવા લાગી કે, આને મારો ભેદ બતાવું કે નહિ.



## પ્રકરણ ૬ ઠું.



### સુલેહ.



"આઇના કંઘી છોડો જા કર સુલહ કરા દો,
આશિકમેં તુમ્હારે તલવાર ચલ રહી હૈ."

છેવટે બહુજ વિચાર કરીને ગુલબદને ગુલેનારને બધી વાત કહી નાખી.

ગુલેનાર—(ખુશી થઇને) "શું ખરેખર જમશેદની સાથે તમારી માગણી થઇ ગઇ? જો થઈ ગઇ હોય તો તે ઘણી સારી વાત છે. તમે તે ઉપર ઇશ્ક મજા ઉડાવશો."

ગુલબદન—"હાં, તથાપિ પિતાજી મંજુર કરતા નથી."

ગુલેનાર—"તમે પણ શું પિતાજીનો વાંધો ઉઠાવ્યો, કાલવાળી કથા તમે નથી વાંચી? તે છોકરીએ પોતાના આશકના વાસ્તે તમામ દુનિયાને છોડી દીધી. પોતાના મા, બાપ, ભાઇ, બહેન બધાં છોડી દીધાં. મહોબત તેને કહે છે."

ગુલબદન—"હું શું કરૂં, એક બાજુ જમશેદ અને બીજી બાજુ પિતાજી, કેને છોડું! શું કરૂં, કાંઇ સમજણમાં આવતું નથી."

ગુલેનાર—(બનાવટથી) "જમશેદ જેવો ખૂબસૂરત અને નવજુવાન પુરૂષ સ્ત્રીઓને ભારે પ્રારબ્ધ યોગે મળે છે. હું નથી સમજતી કે તેમાં શું એબ જોઇને તમારા વડીલ તેનાથી ખીજે છે."

ગુલબદન—“ તે ઇચ્છે છે કે, હું કાંઇક વધુ મોટી થઇને સફદર જંગની સાથે શાદી કરૂં તથાપિ મને તો તેની સામે સખ્ત તિરસ્કાર ઉપજે છે.” એ સાંભળીને ગુલેનારનો ગુલાબી ચહેરો પીળો પડી ગયો, તેની મોટી મોટી તેજદાર આંખોથી ચીણગારીઓ નીકળવા લાગી તે બોલી.

ગુલેનાર—“ તથાપિ તમે તો પુરો ઇરાદો કરી લીધો છેને કે જમશેદની સાથેજ શાદી કરવી ?”

ગુલબદન—“બેશક ઇરાદો તો એ ઠીક છે.”

ગુલેનાર—“જો હું તમારી જગા ઉપર હોત તો હું પણ તેમજ કરત. જો સફદરજંગ સાથે શાદી થાત તો. તમે ભારે નસીબ હીન થાત હમણા હમણા જ્યારે હું આ તરફ આવતી હતી ત્યારે મારી મા અને તમારા પિતાજી વચ્ચે કાંઇક વાતો થઇ રહી હતી. મારાથી રહી શકાયું નહિ. મેં દરવાજા ઉપરથી બધું સાંભળી લીધું.”

ગુલબદન—“મારા સંબંધમાં વાત થતી હતી ?”

ગુલેનાર—( માથું હલાવીને ) “ હાં, તમારા પિતાજી કહી રહ્યા હતા કે, કાલ બહુજ વહેલા તમને તમારી ફોઇને ત્યાં મોકલી દેવામાં આવશે.”

બચપણથી ગુલબદન પોતાની ફોઇને ત્યાં રહેવાનું પસંદ કરતી નહોતી. તેને તેનું નાનું મકાન કેદખાના જેવું લાગતું હતું, ત્યાં મન ખુશી કરવાની કોઇ ચીજ નહોતી, તે સિવાય તેની ફોઇ અ-

મીના પ્યાર મહોબતના નામને ધિઃકારતી હતી. નાનપણથીજ ગુલબ- દન અમીનાના નામથી કાંપતી હતી. તે ધ્રુજી જઇને બોલી.

ગુલબદન—( ગભરાઇ જઇને ) "હું મરી જાઉં તથાપિ ત્યાં કદિ પણ જાઉં નહિ."

ગુલેનાર—"શું કહે છે? ખુબ દિલ ખુશી થશે, ખબર મળ- તાની સાથે ત્યાં જમશેદ પહોંચશે." તે સાંભળતાની સાથે ગુલા- બની કળી જેવા ગુલબદનના ગાલ ખીલી ઉઠયા. તે હસી પડી.

ગુલેનાર—"ભારે મજા પડશે, જ્યારે માસાજી એ વાત સાંભ- ળશે ત્યારે તે કદિ નાખુશ નહિ થાય બલ્કે ખુશી થશે. મહોબતની જંગમાં તો હંમેશ મજા આવે છે."

ગુલબદનને ગુલેનારની યુકિતનો ખ્યાલ આવ્યો નહિ, તે વગર વિચાર્યે વગર સમજ્યે જવાના માટે તૈયાર થઇ ગઇ.

પંદર વરસની છોકરીઓની બુદ્ધિ પણ કેટલી હોય; આટલી ઉમરમાં બહુજ થોડી છોકરીઓ પોતાનું ભલું બુરૂં સમજતી હશે. બિચારી ગુલબદન એ ન સમજી શકી કે, ગુલેનાર તેને અવળે રસ્તે ચઢાવી રહી છે. ગુલેનાર પોતાની મતલબ સાધીને ગુલબદનની પાસેથી ચાલી ગઈ. ગુલબદન પોતાના બારણાની પાસે ઉભી રહી, તેણે જોયું કે, એક અજાણ્યો સ્વાર તેના મકાનમાં આવ્યો અને પાછો ચાલ્યો ગયો. તેણે કાંઇ ખ્યાલ કર્યો નહિ, કેમકે તે વખતે તે બીજા ધ્યાનમાં મસ્ત બની હતી.

કેટલાક વખત પછી ચાકરડીએ આવીને ગુલબદનને કહ્યું— "હુજુર બડા મીયાંએ કહ્યું છે કે, રાત તો વધુ ચાલી ગઈ છે, તો

પણ થોડી મિનિટના માટે લાયબ્રેરીના ઓરડામાં આવો." ગુલબદન લાઇબ્રેરીવાળા ઓરડામાં ગઇ. જોયું કે કાસીમહુસેન ગભરામણની સાથે ઓરડામાં આવી રહ્યા છે, ગુલબદનને એ માલુમ નહોતું કે, સુર્ય ઉગતાની સાથે એમાંથી એક માણસ મરવાવાળો છે, કે જેનું ખુન તેના પોતાના માટે થતું હતું. ગુલબદન એક ખુરશી ઉપર બેસી ગઇ અને કહેવા લાગી.

ગુલબદન—" પિતાજી, તમે મને બોલાવી છે?"

કાસીમ—" બહુજ વહેલો અહીંથી રેલ જાય છે, કાલે તું તારી ફોઇને ત્યાં ચાલી જા."

કાસીમ સમજતો હતો કે, જ્યારે ગુલબદનને તેની ફોઇને ત્યાં ચાલ્યા જવાનું કહીશ ત્યારે તે રોશે, તથાપિ ગુલબદન જરા પણ રોઇ નહિ.

ગુલબદન—( હસીને ) "કેમ પિતાજી! મારી રીતભાત સુધારવાને માટે ફોઇને ત્યાં મોકલો છો?" એ સાંભળતાની સાથે કાસીમનો ચહેરો ગુસ્સાથી લાલ થઇ ગયો, તથાપિ ગુલબદન ફક્ત હસીને ચુપ થઇ ગઇ.

કાસીમ—" ખુદા તને તે નાલાયક આદમીની સોબતથી બચાવે, તે કેવી બુરી ઘડી હતી, જ્યારે મારો અને તેનો મેળાપ થયો. સાંભળ ગુલબદન! તે વાતો પૂછવાનો આ વખત નથી, મને સવારે ઘણાં કામ કરવાના છે, તેટલા માટે તારી સાથે સ્ટેશન ઉપર પણ આવી શકતો નથી. બલ્કે બુઢો કોચવાન તુંને પહોંચાડવા આવશે. જાઓ, હવે સુખ રહો." ગુલબદન ચાલી ગઇ અને પલંગ ઉપર પડીને સુઇ રહી.

થોડી રાત રહી કે ગુલબદન ઉઠી, પોતાના પિતાને મળી, તે પછી રજીઆ બેગમ અને ગુલેનારને મળી અને તે પછી ગાડીમાં જઇને બેઠી. બુઢો કોચવાન પણ કાસીમને મળીને કોચબક્સ ઉપર જઇ બેઠો.

સવારનો શુશોભિત વખત હતો. ગાડી હજુ થોડી દુર ગઇ હતી કે, ગુલબદને ચોંકીને જોયું તો ગાડી બીજા રસ્તા ઉપર જઇ રહી હતી, તેણે વૃદ્ધ કોચવાન સુબરાતીને કહ્યું.

ગુલબદન—“આ તરફ કેમ જાય છે ? સ્ટેશનની સડક તો તમે પાછળ છોડી દીધી, રસ્તો ભૂલી ગયા શું ?”

સુબરાતી—“નહિ સરકાર, બડા મીયાંએ કહી દીધું હતું કે, જંગલી રસ્તેથી લઇ જઇશ નહિ, આપ ગભરાઓ નહિ, સૂર્ય ઉગ્યા પહેલા હું આપને ત્યાં પહોંચાડી દઇશ.”

ગુલબદન—“વાહ, મને આ તરફ તો ગભરામણ આવે છે અને એ તરફ તો મોટા મોટા ઝાડ જોવામાં આવે છે, ઠંડી ઠંડી હવા અને જંગલની સુંદર સીનેરી જોવામાં આવત. ખેર! કાંઇ ફિકર નહિ. હજુ હું પાછી ફરી શકું છું. ગાડી એ રસ્તેથી લઇ જાઓ.”

સુબરાતી—“હું તે તરફથી નહિ જાઉં. બડા મીયાંએ વખતો વખત કીધું છે કે, જંગલી રસ્તેથી નહિ જશો.”

ગુલબદન—“તમે ડરો છો શા માટે! સવાર થઇ રહ્યું છે, સૂર્યનો પ્રભાવ ફેલાઇ ગયો છે, જો એ તરફથી ચાલવું હોય તો ચાલો નહિતર હું ઉતરી પડીશ.” તથાપિ સુબરાતીએ ગુલબદનની વાતો

ઉપર ધ્યાન આપ્યું નહિ. એટલે ગુલબદને ઉતરી જઇને ઘોડાની રાશ હાથમાં લઇ લીધી.

સુબરાતી—" હુજુર, હજુ સૂર્ય ઉગવામાં ઘણીવાર છે, આ રસ્તેથી ચાલીએ. આપ બરોબર વખતસર પહોંચી જશો."

ગુલબદન—" આ તરફથી ચાલવામાં તમારી શું મતલબ છે? સૂર્ય તો હવે નીકળવા માગે છે."

સુબરાતી—" સરકાર, ખુદા ન કરે કે આજ દિવસ નીકળે."

ગુલબદન—" શું?"

સુબરાતી—( રાશને મજબુતીથી પકડીને ) " હુજુર, હું આપને તે તરફથી લઇ જઇશ નહિ."

ગુલબદન—" સુબરાતી! તમને આજ શું થઇ ગયું છે? આજ દિવસ સુધી તમે કદિ પણ મારૂં વચન પાળ્યા વિના રહ્યા નથી. અને આજ કેમ નવી વાત કરો છો?"

સુબરાતી—( દિલગીરીથી ) " બડામીયાંએ મના કરી દીધી છે કે, એ તરફથી ન જાવું."

ગુલબદન—" શું કાંઇ ખાસ કારણ છે?"

સુબરાતીના મોઢાથી ગભરામણની સાથે નીકળી ગયું—" જી હા."

સુબરાતી કાસીમ હુસેનનો બહુજ જુનો કોચમેન છે. ગુલબદનના જન્મ થયા પહેલા કેટલાક વરસથી તે નોકર હતો.

ગુલબદન—" જે વાત હોય તે સાફ સાફ કહી દો, નહિ તો ગાડી ફેરવીને પાછી ઘેર લઇ જાઓ; હું પિતાજીને પૂછી લઉં."

સુખરાતી—" સરકાર, સાફ વાત એ છે કે, આજ તે તરફ લડાઇ થવાની છે. એમાંથી એકનો જીવ જરૂર જશે. ગુલબદન એ સાંભળતાની સાથે બધું સમજી ગઇ. તથાપિ પાછું તેને પુછ્યું, " તમને માલુમ છે? લડાઇ કોણ કોણ કરશે? "

સુખરાતી—" જમશેદ અને નવાબ સફદરજંગ."

એ સાંભળતાની સાથે ગુલબદનનો ચહેરો પીળો પડી ગયો. તેના શરીરમાંથી અને કપાળમાંથી પરસેવો છુટવા લાગ્યો અને થરથર કંપવા માંડી.



# પ્રકરણ ૭ મું.

## મરી ગયા.

"દારા રહા ન જમ્સ સિકંદરસા બાદશાહ
તખ્તે જમીંપર સેંકડો આયે ચલે ગયે."

ગુલઅદનના જવા પછી નવાબ કાસીમ હુસેને જોરથી ખીજાવું શરૂ કર્યું. અવાજ સાંભળવાની સાથે દોડતા દોડતા કેટલાક નોકર સામે આવીને ઉભા રહ્યા.

કાસીમ—"એકદમ કાળો ઘોડો લાવો. બહુજ ઉતાવળે પાંચ મિનિટની અંદર લાવો." તે સાંભળીને એક નોકર આગળ આવ્યો, જે ચહેરાથી સાઇસ માલુમ પડતો હતો.

સાઇસઃ--(હાથ જોડીને) "હુજુર તે ઘોડો તો ગેબ થઇ ગયો છે. હુકમ હોય તો હું તે ઘોડો ગેબ થયાનું વર્ણન કરૂં."

કાસીમ--"આ વખતે વર્ણન કરવાની કાંઇ જરૂર નથી. હું આવીને સાંભળીશ. ખેર સબ્જી ઘોડી લાવો."

સાઇસ—(ડરી જઇને) "શું હુજુર નવી ઘોડી?"

કાસીમ—(બે સમજથી) "હા, હા, જાઓ નવી ઘોડી લાવો, જલદી લાવો."

સાઇસ--"હુજુર, માફ કરો. સબ્જી ઘોડી ભારે પાજી છે, જયારથી ખરીદી છે, ત્યારથી અસ્વારોને નાકે દમ છે."

કાસીમ- ( ખીજાઇને ) " જલદી તેને કસી લાવો. વખત ન ગુમાવો "

જતી વખતે સાઇસે ખાનસામા સાથે ધીરેથી કહ્યું—" તેને કોણ કહે, સાંભળતા તો નથી. આજ બચીને આવે તો મારા મોઢા ઉપર થુકજે. ઘોડી પાજી છે, ઉઠાવીને ફેંકી દેશે. તેના ઘરડાં હાડકાં ભાંગીને ભુકો થઇ જશે. "

સખ્ખ્ત ઘોડી ભારે મુશ્કેલીથી કસીને લાવ્યા. કાસીમ હુસેન તેના ઉપર સ્વાર થઇને ચાલ્યા. થોડીક મિનિટમાં મકાનની સામે શોરબકોર થયો. માણસો ત્યાં દોડી ગયા, જોયું તો ઘોડીનો તો પતો નહોતો. ફક્ત કાસીમમીયાં મોઢાભર જમીન ઉપર બેહોશ પડયા હતા. માથા ઉપર એક જબરો ઘા થઇ ગયો હતો, ચહેરો સફેદ પડી ગયો હતો, અને બચવાની કોઇ આશા નહોતી રહી. નોકરોએ કાસીમ હુસેનને તેના ઓરડામાં સુવાડાવી દીધા તે વખતે રેલ્વેનો ગડગડાટ અવાજ સંભળાણો. નોકરોએ ગુલબદનના પાછા ફરવાની અટકળ પણ છોડી દીધી. ડાક્ટર આવ્યો. રોતી રહેલી રજીઆ અને ગુલેનાર ત્યાં આવીને ઉભી રહી. ડાક્ટરે મલમપટી કીધા પછી પાછા એક કલાકમાં આવવાનો ઠરાવ કરી ચાલ્યા ગયા. જતી વખત પણ કહી ગયા કે, તેનું બચવું મુશ્કેલ છે. કેટલીક મિનિટ પછી રજીઆ બેગમ કાંઇક કામને લીધે બહાર ચાલી ગઇ. ગુલેનાર ખુરશી ઉપર બેઠી બેઠી કાસીમના તરફ જોઇ રહી હતી.

મલમ પટીની અસરે કાસીમની આંખ ઉઘડી. ગુલેનાર ડરતી નજરથી તેને જોવા લાગી. કાસીમે ધીમા અવાજમાં કહ્યું—" મને યાદ છે. બેશક ઘોડીએ મને પાડી દીધો હતો. કોઇ ડાક્ટર નથી આવ્યા ?"

ગુલેનાર—" આવ્યા હતા. તથાપિ ચાલ્યા ગયા, એક કલાકની અંદર પાછા આવશે."

કાસીમ—"હવે બચવાની ઉમેદ નથી, હું મરૂં છું, અફસોસ, મારી ગુલબદન અહીં નથી."

ગુલેનાર—"જે કાંઇ વાત કરવી હોય તે કહો, હું બહેનને કહી દઇશ"

કાસીમ—"મેં કાલે રાત્રે એક કાગળ લખ્યો હતો, સવારે ભયાનક ખબરો સાંભળીને મેં ગુલબદનને આપ્યો નહિ, તે પત્ર મારા પાકીટમાં પડ્યો છે, ગુલબદનને દઇ દેજે."

ગુલેનાર—"ખુદા ન કરે, તથાપિ જો કાંઇ બની જાય તો આ પત્ર હું બહેનને આપી દઇશ."

કાસીમ—"તું સોગંદ ખા ગુલેનાર? નહિ તો મને કબરમાં પણ ચેન પડશે નહિ."

ગુલેનાર—"હું સોગંદ ખાઉં છું."

કાસીમ—"મારી સાથે ચોકસ બોલે છેને દિકરી? જરૂર દઇ દેજે, એટલે હું કબરમાં સુખની નિદ્રા લઇ શકું."

ગુલેનાર—"હું ચોકસ બોલું છું."

કાસીમ—"તું જાણે, મને કબરમાં તકલીફ આપીશ નહિ. જો તું મારૂં કહેવું માન્ય નહિ કરે તો–આહ–લાઇ–લાહ ઇલ્લાહ......" એમ કહેતા કહેતા કાસીમનો જીવ નીકળી ગયો.

કોઇક પથ્થર જેવા હૃદયના એવા પણ મનુષ્ય હોય છે કે,

કોઇને મરતાં જોઇને પણ તેનું હૃદય પીગળતું નથી. તેવીજ હાલત ગુલેનારની હતી. તે રોવાને બદલે હસી રહી હતી.

કાસીમના મરી ગયા પછી તેણે તે પત્ર પાકીટમાંથી કાઢી લીધો, તે સાથે કોઇનો પગરવ સાંભળી પત્રને ખીસામાં નાખ્યો અને કાસીમની પથારીની પાસે ઉભી રહીને બનાવટી રોણું રોવા લાગી. રજીઆ બેગમ અને ડોકટર આવ્યા, ગુલેનારને રોતી અને કાસીમનો મલીન ચહેરો જોઇને તે ચમજી ગયા કે, હવે તે આ દુનિયામાં નથી.

થોડી વારમાં આખા શહેરમાં તમામ ઘરે કાસીમના મોતનો શોર મચી ગયો. લોક લોકીકના માટે આવ્યા અને રોઇ રોઇને બધા ચાલ્યા ગયા, કોઇ કરી પણ શું શકે ?

"ઇસ મલકુલ મૌતસે બચાયા ન કિસીને,
આયેથે લોગ દેખને રોતે ચલે ગયે."

પોતાના ઓરડામાં જઇને ગુલનારે પત્ર કાઢયો, તેણે ફોડીને વાંચ્યો તો કાગળમાં લખ્યું હતું.

"મારી વ્હાલી દિકરી ગુલબદન !

તું મારી પાસેથી ચાલી જા છો. હું કાગળ મોકલું છું. તેને જરા ગંભીરાઇથી વાંચજે. હું ઇચ્છું છું કે, આ હપ્તા પછી તારી શાદી નવાબ સફદરજંગ સાથે કરી દેવામાં આવશે. તે બહુજ નેક અને ખાનદાનનું ફરજંદ છે. આ હપ્તામાં તે મારી સાથે શાદીના સંબંધમાં વાત કરવા આવશે. હું તેને શું જવાબ આપું તેનો બાર તારા ઉપર છોડું છું. પરંતુ વ્હાલી દિકરી ! આ વાતને તારા મન ઉપર લખી લેજે કે, એક વખત એ હતો કે, જો સફદરજંગ મારી

મદદ ન કરે તો મારા જીવની સાથે સાથે મારૂં દીવાળુ' પણ નીકળી જાત. બસ તું એટલાથીજ સમજી જાજે.

હું કાંઇ તેના એહેશન ઉપર તને તેની સાથે શાદી કરવાનું જોર દેતો નથી. બલ્કે તે જવાંમર્દ શખ્સમાં દીલેરી, ઇમાનદારી, નેક ચાલની જીંદઃદીલી અને શ્રીમંતાઇ વિગેરે બધી વાત ઠાંસી ઠાંસીને ભરેલી છે. જ્યારે તે તારી પાસે જવાબ લેવા આવે તે વખતે જે વ્યાજબી જણાય તે પ્રમાણે જવાબ આપવો. તથાપિ આગળ પાછળનો બધો વિચાર કરીને વાત જીભથી બહાર કાઢવી. હું જાણું છું, કે તુંને હમણાં તેની સાથે મહોબત નથી. તથાપિ ધીરે ધીરે થઇ જશે! ગુલબદન જો તું તે જમશેદ સાથે શાદી કરશે તો યાદ રાખજે કે મને મરવા પછી પણ કબરમાં ચેન પડશે નહિ. માણસોનું કહેવું છે કે, મોઢાથી કહેવા કરતાં કાગળમાં લખેલી વાતની વધુ અસર થાય છે તેટલા માટે આ કાગળ ઉપર લખીને તારા તરફ મોકલું છું.

તારા પ્યારા પિતાજી.

નવાબ કાસીમ હુસેન."

ગુલેનારે ત્રણવાર કાગળ વાંચ્યો, તે પછી હસતા હસતા કહ્યું, "મારી પણ મરતી વખત એજ ઇચ્છા થશે કે, સફદરજંગ સાથે શાદી કરો તથાપિ જીવતા જીવે નહિ. સારૂં થયું કે, એ કાગળ મારા હાથ આવી ગયો, નહિ તો ભારે મુશ્કેલી વેઠવી પડત, હું તેને આ કાગળ આપી દઉં તેના કરતાં તો બહેતર છે કે, હું મરી કેમ ન જાઉં. હું કાગળ કેમ આપું? અને આપું તો મારો પ્યારો ખોઇ ન

એસું ? જેને હું આટલા દિવસથી ચાહું છું. આટલું હેત કરૂં છું. તે સફદરજંગ મારા હાથથી નીકળી જાય. હું આ જીંદગીમાં વ્હાલા સફદરજંગનો બીજાના ગળામાં હાથ પડેલો જોવા ચાહતી નથી. હું જો બીબી બનું તો સફદરજંગની, નહિ તો આખી જીંદગી કુંવારી રહું. સફદરજંગના દિલ ઉપર મારી મહોબતની અસર જરૂર થશે. હું કોશીશ કરીશ જેથી જમશેદ અને ગુલબદનની શાદી થઇ જાય. ખુદા ન કરે અથવા જો એવું ન બને તો ભારે મુશ્કેલી થાય." ગુલનારે ફરીને કહેવું શરૂ કર્યું—"મને તેની મહોબત છે, જો તે મારી પરવા ન કરે તો હું તેની સાથે ગુલબદનની શાદી ન કરવા દઉં. જો હું સફદરજંગની થઇ જઇશ તો એક દિવસ તે પણ મારો થઇ જશે." એમ કહીને ગુલેનાર ઓરડામાં ટહેલવા લાગી અને આપોઆપ ઉંડો નિસાસો નાંખીને બોલી.

ગુલેનાર—"તેથી વધુ બીજો જુલમ શું થઇ શકે છે કે, હું એક માણસ ઉપર મારો જીવ આપું અને તે જરા પણ ખ્યાલ ન કરે ? આગનું પ્રજળવું, પાણીનું વહેવું. ખરાબી કરનારી હવા અને કમબખ્ત તોબાહ પોકરાવનારી વીજળી પણ એવી જાલીમ નહિ હોય કે જેવો આ મરદુદ ઇશ્ક છે. બધા દુઃખને માણસ સહન કરી શકે છે, તથાપિ ઇશ્કની આગ ભારે ખરાબ હોય છે તેથી બચી શકાતું નથી. એ આગ દુનિયાની બધી તકલીફોથી કેટલેક દરજ્જે વધુ પડતી છે."

"જબસે મેહમાન હુઆ તુ દિલમેં, ન રહી કોઇ આરજૂ દિલમેં;

હસરત આંખોમેં ઢુંઢતી હૈ ઉસે, દર્દ કરતા હૈ જાસ્તજૂ દિલમેં."

"કિસીકે દામૅન મેં યે દિલ ગિરફતાર ન હો,
એ ખુદા દુશ્મનકો ભી ઇશ્કકા આજાર ન હો;"

વાંચક, ગુલેનારને ઇશ્કની આગમાં સળગવા દઇએ. ચાલો તે જંગલી માર્ગના તરફ તો જરા જોઇએ કે ત્યાં શું રંગ જામ્યો છે! જે વખતથી ગુલબદને જમશેદ અને સફરજંગના લડવાની વાત સાંભળી તે વખતથી તેનું દિલ ઉછળવા લાગ્યું અને ગભરામણના કારણથી પરસેવે રેબઝેબ થઇ ગઇ. કોચ બક્ષ ઉપર જલદીથી બેશી જઇને તેણે પોતે જાતે રાશ હાથમાં લીધી અને ઘોડાને જોરથી એક ચાબુક લગાવી. ચાબુક વાગતાની સાથે ઘોડા હવાની સાથે વાતો કરવા લાગ્યા.

ગુલબદન—"દોસ્ત સુબરાતી! એ લડાઇ મારા માટે થઇ રહી છે. મને ચાહના છે કે, જ્યાં સુધી ઉતાવળે પહોંચાય ત્યાં સુધી ઉતાવળે જઇને એ લડાઇને રોકી દઉં."

કોચમેન—"અત્યારે તો ઘણું મોડું થઇ ગયું છે ને લડાઇ સૂર્ય નીકળવાના વખતે થવાની હતી. જુઓ અજવાળું થવા માંડયું છે." ગુલબદનનું દિલ વધુ ગભરાવા લાગ્યું, કેમકે અજવાળું નીકળતી વખત એક માણસ મરવાનું હતું. ગુલબદનના મોઢેથી એક ઉંડા નિસાસા સાથે એમ નીકળી પડયું કે, "હે ખૂદા તું રહેમ કર."

હજુ એક મૈલ બાકી હતો. ઘોડા પોતાની પુર તેજીથી ચાલી રહ્યા હતાઃ થોડીક મિનિટોમાં રસ્તો કપાઇ ગયો, સાથે સાથે સુર-

જના પીળાં અને સોનેરી કિરણો પણ જમીન ઉપર ફેલાવા લાગ્યા. તે વખતે બંને જણા લડવાને તૈયાર હતા.

સફદરજંગ—"કહો આપ તૈયાર છો?"

બંનેએ ઇસારા કીધા. હજુ એ વાત પુરી થઇ પણ નહોતી કે; એક તેજ અવાજ હવામાં ગુંજારવ કરતો સાંભળવામાં આવ્યો. "ખુદાના માટે જીવ આપો નહિ." લોકોના મોઢેથી એકાએક નીકળી ગયું—"ગુલબદન, ગુલબદન." હજુ લોકોની વાત પુરી થઇ નહોતી કે, એક ગાડી દરવાજા ઉપર આવી અટકી. આ બાજુ બંને બહાદુરોએ તરવાર હવામાં ઉંચી કીધી અને ચાહતા હતા કે, ગુલબદનના આવતા આવતામાં તો એક ખતમ પણ થઇ જાય. તે વખતે બરોબર ગુલબદન બંને આશિકોની વચમાં આવીને ઉભી રહી.

ગુલબદન—(ગભરામણથી) "ઉભા રહો, ઉભા રહો, એ શું ગજબ કરો છો." એમ કહીને ગુલબદને બંને જણના હાથ મજબુતીથી પકડી લીધા.

જમશેદ—"પ્યારી ગુલબદન! હું પણ આજ દુનિયાને દેખાડી દઉં છું કે, એ ઇજજત કરવાનો બદલો કેવી રીતે લેવાય છે."

સફદરજંગ—"પ્યારી ગુલબદન! મને અફસોસ છે કે, તમને આ ભેદની ખબર કેમ પડી ગઇ, જાઓ તમારે ઉભા રહેવાની આહીં ક્યાંઇ જગા નથી. ખુદાના માટે ચાલ્યા જાઓ."

ગુલબદન—(બંને સાથે) "આહીં તમે બંને જણા સોગંદ ખાઓ કે, હવે તેવી લડાઇ કદિ પણ લડશો નહિ, તો હું હમણાં ચાલી જાઉં." સફદરજંગે હાથમાંથી તરવાર પાડી નાંખી અને ધીરેથી

જમશેદના પડખામાં જઇને કહ્યું—"તેના ચાલ્યા જવા પછી મારો અને તમારો ફરીને ફેંસલો થશે."

સફદરજંગ—"ગુલબદન! ચાલો હું તમને ઘેર પહોંચાડી આવું, લડાઇ નહિ થાય."

જમશેદ—(બગડી જઇને) "ગુલબદનને લઇ જવાવાળો હું છું."

સુબરાતી—(સફદરજંગ સાથે) "નવાબ સાહેબ! આ શાને. ટજીઓ છે? હું તો આહીંથી જાઉં છું."

સફદરજંગ—"શું બકે છે? તારે ગુલબદનની સાથે જવું પડશે."

ગુલબદને સફદરજંગનો જરા પણ ખ્યાલ ન કરતાં જમશેદના ખંભા ઉપર હાથ રાખી દીધો તે જોઇને આ બાજુ સફદરજંગના કલેજામાં સર્પ દંશ જેટલું દુઃખ થયું. પાછું સફદરજંગે ગુલબદનને પહોંચાડીને પાછા આવવાનું જમશેદને કહ્યું. જમશેદ પણ ઠરાવ કરીને ચાલ્યો ગયો, જતી વખત ગુલબદને સફદરજંગના તરફ જોયું પણ નહિ.



# પ્રકરણ ૮ મું.

## દિલગીરીયુક્ત ગુલબદન.

મુહબ્બત કી અગર અક્દઃ કુશાઈ હો તો ક્યોંકર હો,
રકીબે રૂસિયહ રહતા હે મારે આસતીં બન કર.

સફદરજંગ કલાકો સુધી જમશેદની રાહ જોઇને ઉભો રહ્યો પણ જમશેદ આવ્યો નહિ, તેનો મિત્ર પણ ગભરાઇ રહ્યો હતો. બહુ લાંબા વખત સુધી રાહ જોયા પછી ત્યાં એ વાત થઇ કે, અર્ધા કલાકની અંદર જમશેદ ન આવે તો તેને નાશી ગયો સમજીને અહીંથી આપણે પણ ચાલતા થવું.

આ બાજુ જમશેદ ગુલબદનના મકાન ઉપર પહોંચીને ગાડીથી ઉતરી ગયો.

જમશેદ—"પ્યારી ગુલબદન! હવે હું આગળ જઇ શકતો નથી. તમે તમારા પિતાજીને આ કહેશો નહિ, કે હું લડાઇ અટકાવવા ગઇ હતી."

વાંચક, જો ગુલબદન સમજદાર હોત તો જુઠ બોલનાર આશિકનો જરૂર તિરસ્કાર કરત.

ગુલબદન—"તમે ગભરાઓ નહિ, હું કદિ પણ કહીશ નહિ. જો કહું તો પિતાજી તમારી કે સફદરજંગની સાથે મને મળવા દે નહિ."

જમશેદ—"તેની સાથે તમે નહિ મળો તો મને બારે ખુશાલી

ઉપજશે. તથાપિ વ્હાલી હું તો મરી જઇશ." તે સાંભળીને ગુલબદન શરમાઇ ગઈ, તેણે માથું ઝુકાવી લીધું.

જમશેદે કહ્યું.—

" યેશર્મગીં આંખ મેરે દિલસે હયાસે મુંહપર નકાબ કબતક,
રહેગી દુલ્હાસે રોજ સુહબત દુલ્હન કરેગી હિજાબ કબતક;"

તથાપિ ગુલબદન જો તેનું શેતાની હસવું જોઇ લેત તો તેનાથી જરૂર તિરસ્કાર કરત.

જમશેદ—" પ્યારી મને ઠેકાણું યાદ નહિ રહે, તમે તમારી ફોઇને ત્યાં જવાના છો તેનું ઠેકાણું એક કાગળ ઉપર લખીને દઇ જાજો. વખત ગુમાવશો નહિ, હું આ ઝાડની નીચે ઉભો છું."

ગુલબદન—(હસીને) " ગભરાઓ નહિ, હું હમણાં આવું છું."

ગુલબદન અંદર ગઇ અને જમશેદ બે ત્રણ કલાક સુધી બેશીને ચાલ્યો ગયો. ગુલબદનને જોતાની સાથે દોડીને તેની માશી અને ગુલેનાર કહેવા લાગી—" કોણ ગુલબદન !"

ગુલબદન—" જી, હા, હું, છું, રેલ નહિ મળી, પિતાજી નારાજ થશે."

રજીઆ—"દિકરી ગજબ થઇ ગયો. હું તો તુંને તાર દેવાની હતી."

ગુલબદન—(હસીને) " શું માશી ! લડાઇની વાત કહોછોને ! લડાઇ તો મેં રોકી દીધી, તેના લીધે તો ગાડી મળી નહિ."

રજીઆ—" દિકરી બકે છે શું ? હું શું જાણું લડાઇ કેવી હોય છે ! હું તો ખુદ કારી ઘાને લીધે દિલગીર છું, તું એક બારે દિલગીરીના કામના માટે તૈયાર થઇ જા."

ગુલબદન—( ગભરાઇને )" માશી, શું તમે પિતાજીના સંબંધમાં કાંઇ કહો છો ? "

રજીઆ—"દિકરી, ઇનશાનને હરેક પ્રકારનો જાર દિલગીર થયા સિવાય કબુલ કરવો જોઇએ. તારા પિતાજી ઘોડી ઉપર ચઢીને બહાર નીકળ્યા તથાપિ દરવાજાથી થોડેક દુર જઇને પડી ગયા. "

ગુલબદન—" તો શું સખત ચોટ લાગી છે ? "

રજીઆ—" હાં ભારે ચોટ લાગી હતી. "

ગુલબદન—" ( રોઇને ) " હું તેને હમણા જઇને જોઉં " એમ કહીને ગુલબદન અંદર દોડી, તથાપિ બંને જણાએ તેને પકડી લીધી.

ગુલબદન—( રોઇને ) " માશી હું પિતાજીને જોઉં."

રજીઆ—" હાય દિકરી હવે પિતાજી કયાં છે ? પિતાજી તો અલ્લાહ મીયાંને ઘેર ગયા. "

સાંભળતાની સાથે ગુલબદન જોરથી એક ચીસ નાખીને બેહોશ થઇને જમીન ઉપર પડી ગઇ, લાંબી મુદતે આંખ ઉઘાડવા પછી તેણે પોતાને પોતાના ઓરડામાં પડેલી અને ગુલેનારને પાસે બેઠેલી જોઇ.

ગુલબદન—( રોતી રોતી ) " બહેન ગુલેનાર, આ સ્વપ્ન છે કે સત્ય ? શું ખરેખર પિતાજી ગુજરી ગયા ? "

ગુલેનાર—" હાં, બહેન, ગુજરી ગયા. "

ગુલબદન—( રોઇને ) " હાય અફસોસ, બહેન ! છેવટના વખતે તેની પાસે કોણ હતું ? તેણે મને બોલાવી તો જરૂર હશે ? હાય, પિતાજી, વ્હાલા પિતાજી, હું તમારા સામે થઇ હતી, તથાપિ

તમે મને ચાહતા હતા." કહીને ગુલબદન રોવા માંડી. તે પછી ગુલે-નારના સમજાવવા પછી ચુપ રહીને પૂછવા લાગી—"પિતાજીએ છેવટના વખતે શું વાત કીધી ?"

ગુલેનાર—"તે વખતે બીજું કોઇ નહોતું. હું છેવટ સુધી તેની પાસે રહી. તેણે મને બે ચાર વાતો કીધી."

ગુલબદન—"બહેન જલદી કહો. પિતાજી શું કહીને ગુજરી ગયા ? હું તેમના કાનમાં તેનો જવાબ રોઇને આપું. (પાછી રોઇને કહેવા લાગી) પિતાજી હું તેજ કરીશ કે જે તમો કહી ગયા હોવ."

ગુલેનાર—"જરા ચુપ થઇને મારી વાત સાંભળી લ્યો. તમને ખ્યાલ છે તે શું કહી ગયા છે ?"

ગુલબદન—"હાં, તે કહેતા હતા કે, જમશેદ સાથે ન બોલો અને સફદરજંગની સાથે શાદી કરી લ્યો, તેજ વાત તેણે મરતી વખત પણ કીધી હોવી જોઇએ."

ગુલેનારનો ચહેરો લાલ થતા થતા સફેદ પડી ગયો, તેણે કહ્યું, "તે કહી ગયા છે કે, મારી ઇચ્છા જમશેદની સાથે શાદી થતી અટકાવવાની નથી, બલ્કે ગુલબદન એમાંથી જેને વધુ ચાહતી હોય તેની સાથે શાદી કરી લ્યે."



# પ્રકરણ ૯ મું.



## પ્રપંચી ગુલેનાર



" રકીબે રૂસિયહ તૂહી બતાદે
મરૂં ઉસપર કિ ઇસપર જાન દું મૈં."

ગુલબદન—" બહેન, પિતાજીએ શું એવું કીધું, કે હું તેની સાથે શાદી કરી લઉં ? "

ગુલેનાર—" હાં, હાં, બહેન, તે તેમજ કહીને મરી ગયા, હું તો તેની પાસેજ બેઠી હતી. "

તાજુબીની વાત હતી કે, આટલે સુધી જુઠું બોલવામાં ગુલેનાર જરા પણ ન અચકી, બલ્કે આવી રીતે બોલી રહી હતી કે, જાણે તેણે આ વાત કાસીમ હુસેન પાસેથી સાંભળી હતી.

વાંચક, શું એવી છોકરી કદિ પણ પોતાનું કામ પુરૂં કરી શકતી હશે? હાય, મરી ગયેલા કાસમ ઉપર પણ તેને રહેમ ન આવી, તેણે કહ્યું પણ હતું કે " મને કબરમાં પણ ચેન પડશે નહિ. " કમબખ્ત છોકરી તું નથી જાણતી કે, જુઠું બોલનારાનું કામ કદિ પણ પુરૂં થતું નથી.

ગુલબદન—(બીછાનાથી ઉઠીને) "બહેન હું પિતાજીની પાસે જઇશ."

ગુલબદન બહુજ કમજોર થઇ ગઇ હતી, ઉઠવા ગઇ ને ઉઠી, તથાપિ તે પાછી બેહોશ થઇને પડી ગઇ.

ગુલેનાર—" બ્હેન તમે ઉઠો નહિ, દિલગીરીના કારણથી તમે બિલકુલ તાકાતહિન થઇ ગયા છો."

માણસોએ કાસીમ હુસેનની લાશને દફન કરી. ગુલબદન એવી કમજોર થઇ ગઇ હતી કે, તેને ચક્કર ઉપર ચક્કર આવતા હતા. ગુલેનાર તેની પાસે બેઠી બેઠી ગુલાબજળથી તેને ગુલાબી ઠંડક આપી રહી હતી.

ગુલબદનને જ્યારે કાંઇક હોંશ આવી ત્યારે ગુલેનાર કહેવા લાગી—"સફદરજંગ હમણાં અહીં આવતા પણ નથી અને કદિ જોવામાં આવે છે, તો પણ મોઢું ફેરવીને ચાલ્યા જાય છે. હાં તે નેકચલન જમશેદ રોજ મળે છે, મેવા ફળ, વાર્તા, નાટક વિગેરે તમારા માટે દઇ જાય છે. જમશેદ બહુ મહેનત પણ કરેછે. કહેતા હતા કે, ગુલબદનની બીમારી ઓછી થયે મને મેળવજો."

ગુલબદન—"અને સફદરજંગ કદિ પૂછતા પણ નથી ?"

ગુલેનાર—"નહિ કદિ ભૂલ્યા ચુકયા પણ નહિ."

ગુલબદન—"ખરાબ વખત આગેજ મિત્ર શત્રુની પરિક્ષા થાય છે."

ગુલેનાર—"જો તમો માનો તો હું એક વાત કહું."

ગુલબદન—"હાં, હાં, તમે કહો તો."

ગુલેનાર—"જો તમો સફદરજંગને મળો તો તેને ખુબ બેઇજ્જત કરશો." તે ઉપર ગુલબદનનો પીળો ચહેરો ન માલુમ કોણ જાણે કયા ખ્યાલથી લાલ થઇ ગયો.

ગુલબદન—"શું તે મારી સાથે બોલશે પણ નહિ."

ગુલેનાર—" હું તો એમજ સમજું છું."

ગુલબદન—" ત્યારે હું પણ તેને શું કામ મળું ?"

તે વખતે બાગમાંથી સીટી બજાવવાનો અવાજ આવ્યો. ગુલેનાર ઉઠીને બહાર ચાલી ગઇ. જોયું તો સફદરજંગ ઉભો છે.

સફદરજંગ—" શું મને એવો જવાબ મળશે ? શું હવે હું કદિપણ પ્યારી ગુલબદનને નહિ જોઈ શકું !" એમ કહેતા કહેતા તેની આંખોમાંથી આંસુ નીકળી પડયાં.

ગુલેનાર—( માથું હલાવીને ) " સફદરજંગ ! હું તેને મળવાની રજા આપી શકતી નથી. હું બરાબર તમારા તરફથી તેની સાથે મહેનત કરી રહી છું તથાપિ તે જરા પણ ખ્યાલમાં લેતી નથી. તેની ઇચ્છા તો તમે જાણોજ છોને ?"

સફદરજંગ—( ઉંડો નિસાસો નાંખીને ) "નહિ, હું તો કાંઇ જાણતો નથી."

ગુલેનાર—" ગુલબદન કહે છે કે, સફદરજંગ મારા આશક જમશેદને મારી નાખવાની તૈયારીમાં કાંઇ વાત બાકી રાખી નહોતી. જો હું નપહોંચી જાત તો તે મારી પણ નાખત. તે માટે હું તેની સાથે કદી પણ બોલીશ નહિ."

સફદરજંગ—" જમશેદ પણ મારો જીવ લઇ શકતો હતો."

ગુલેનાર—" ઓહ, તમે તો સમજતા પણ નથી. ભલા તે પોતાના આશકની તરફદારી લેશે કે તમારી !" એ વાતથી સફદરજંગના મન ઉપર એવી ચોટ પહોંચી કે જાણે " વીજળીની ચોટ મકાન ઉપર."

ગુલેનાર—( મધુરી ભાષામાં ) " સફદરજંગ, આ સમાચાર ગુલબદને દીધા છે જે મેં તમને સંભળાવ્યા. ખરાબ સમાચાર સંભળાવવા પયગંબરના માટે પણ બુરા છે. દેખો તેના આ સમાચારથી મારા ઉપર ખફા થશો નહિ. "

સફદરજંગ—"નહિ, નહિ એ શું કહો છો ? ભલા હું તમારી સાથે બૂરૂં માનું ? હું કેવી રીતે તમારો બદલો વાળું. તમોએ તો મારા તરફથી પૂરેપુરી કોશીશ કરી. આગળ મારા કિસ્મત અને હું છું. "

ગુલેનાર—" તમારી હાલત જોઇને મારૂં ગળું સુકાઇ જાય છે. તમે હજુ સુધી મોહું ફેરવ્યું નથી. તેના ઇશ્કના દમ ભરીને રહો છો, તથાપિ અફસોસ, હવે તમે તેનો ખ્યાલ છોડી દ્યો. કેમકે ગુલબદને કહ્યું છે કે, સફદરજંગને કહી દો કે, મારી સામે અગર પાછળ મારા બાગમાં કદિ પણ આવે નહિ. એમ કરવાથી તેની મહેરબાની થઇ શકતી નથી. તેને સારી રીતે સમજાવી દેજો. " એ સાંભળીને સફદરજંગ પહેલા તો હસ્યો, તે પછી ધીમે ધીમે તેની આંખોમાંથી આંસુ ટપક ટપક ટપકવા લાગ્યા અને ચહેરો મડદા જેવો થઇ ગયો.

સફદરજંગ—" તે જે કાંઇ કહે તે હું માથા અને આંખો ઉપર ચઢાવી લઉં છું. આ સમાચાર મારા માટે મોતથી ઓછા નથી! જો તે તેમાં ખુશી હોય તો હું તેની સામે આવીશ નહિ. ન આવવાથી એ બનશે કે, મારી જીંદગી બરબાદ થઇ જશે. બીજું શું થશે ? "

ગુલેનાર તેનો ચહેરો જોઇને મનમાંને મનમાં કહેતી હતી કે, " ખુદા તમારા ઉપર રહેમ કરે. "

સફદરજંગ—( હાથ લાંબા કરીને ) " ગુલેનાર, આવો હાથ મેળવો, બસ રજા લઉં છું. ખુદા તમને સલામત રાખો. "

હાથ મેળવતા ગુલેનારનો હાથ મહોબ્બતની લાગણીથી ફડકવા લાગ્યો.

ગુલેનાર—" જો તમો કહો તો હું તમોને વચમાં વચમાં ગુલબદનની ખબર આપતી રહું. હું તમારા સારૂ બહુજ દિલગીર રહું છું. "

સફદરજંગ—" બેશક ગુલેનાર તમે મારી સાથે મહોબત કરો છો. મને નથી માલુમ કે, હું ક્યાં જઈશ અગર એક જગાએ રહીશ તો તમને શીરનામું લખી મોકલીશ. તથાપિ જુઓ ગુલબદનનું મન સંતોષતા રહેવું તેનાથી મારી જીંદગી છે. નહિ તો હું............"

ગુલેનાર—" તમે ગભરાઓ નહિ, હું કોશીશ કરતી રહીશ."

સફદરજંગ—" સારૂ, ગુલેનાર હવે જાઉં છું. બંદગી લો."

ગુલેનાર—" બંદગી, ખબર આપતા રહેવું."

સફદરજંગ અફસોસમાં માથું નીચું રાખીને નીચેની શેર કહીને ચાલ્યો જતો હતો.

" ગમે આશકી કારગર હો ચુકા,
જો હોના થા એ બેખબર હો ચુકા;
સબાદા ગુજર ઉસ ગલીમેં નહીં,
ગુજારા તેરા નામઃબર હો ચુકા;
બહુત સિજદે ઉસ દર પૈ સફદર કિયે.
ચલો બસ કહો દર્દે સર હો ચુકા.

બિચારો સફદરજંગ બહુજ દુઃખી થઇ ગયો હતો. તેને એ

ખબર નથી કે, ગુલેનાર પોતાની સાથે દગો રમે છે. સફદરજંગ સાચો અને સાફ દિલનો આદમી હતો. દગાબાજી અને ફરેબ તો તે બિલકુલ જાણતોજ નહોતો. તે જેવો પોતે હતો તેવા બીજાઓને પણ સમજતો હતો. તે કારણે તે ગુલેનારની દગાબાજીને ઓળખી શક્યો નહિ.

સફદરજંગ હજુ થોડોકજ દુર ગયો હશે કે એક માણસે તેને ઝુકીને સલામ કીધી. સફદરજંગે જોયું તો પોતાના વકીલને સામે ઉભેલા જોયા.

વકીલ—"હજુરને હું કેટલાક દિવસથી શોધી રહ્યો છું. કાસીમ હુસેન મરી ગયા. જો આપ ચાહો તો ઉતાવળથી દાવો કરીને ડીગરી હાંસલ કરી શકો છો. ગુલબદનથી આગળ ઉપર તેટલું કરજ આપી શકાશે નહિ."

સફદરજંગ—"નહિ, હું દાવો કરી શકતો નથી. ગુલબદનને તો માલુમ નથી કે, તેના બાપે ક્યારે કરજ કર્યું હતું. રૂપિયા ડુબી જના દો."

વકીલ—"હજુર મારી પાસે બધુ લખાણુ મોજુદ છે. એ એક વાતમાં હું સારી જાગીર લઇ લઇશ."

સફદરજંગ—(ઉંડો નિસાસો નાખીને) "નહિ જના દો. જ્યારે કાસીમ હુસેન મરી ગયા, ત્યારે રૂપિયા શું ગણતરીમાં છે? જુઓ! હું તેની છોકરીને ફક્ત બે લાખ રૂપિયાના માટે કોર્ટમાં ઉભી રખાવવા માગતો નથી. તેના માટે તમે કદી ફીકર પણ કરશો નહિ. કરજનું નામ સાંભળીને તે છોકરીના મન ઉપર સખત આઘાત લાગશે."

વકીલ—“ હજુરનો હુકમ હોય તો હું કદીપણ તેને કહીશ નહિ, આજ સુધી મેં ઘણાં માણુસો જોયા તથાપિ તમારા જેવો નેક અને રહેમ દીલનો કોઇ માણુસ જોયો નહિ. ગુલબદન જેવી ખુબસુરત છોકરી સાથે તમારૂં લગ્ન થઇ જાય તો સારી વાત.”

વકીલની વાત સાંભળીને સફદરજંગનું દીલ ભરાઇ આવ્યું, તે જલદીથી પોતાના મકાન તરફ ચાલ્યો ગયો.

આ તરફ સફદરજંગને ઉંધુ સમજાવી ગુલેનાર ગુલબદનની પાસે ગઇ.

ગુલબદન—“ કેમ બહેન! સફદરજંગ ચાલ્યા કેમ ગયા? આહીં સુધી આવીને પણ તે મને મળ્યા નહિ. હાય, પિતાજી! શું આપ મુએ દુનિયા બદલાઇ ગઇ.”

ગુલેનાર—“ જો નથી બદલ્યો તો તે ફકત એક જમશેદ. તે પ્રથમની રીતેજ તમને ચાહે છે.”

ગુલબદને ગુલેનારના ગળામાં હાથ નાંખી દીધો.

ગુલબદન—“ બહેન, હું કાંઇક તમારો મત પુછવા માગું છું, જો તમે કોઇ સાથે મહોબત કરી હોય અને પછી તમારૂં દીલ ન લાગે તો તમે શું કરો? ”

ગુલેનાર—“ મન લગાડ્યા પછી પાછું હઠે તો લાગ્યું શું? શું તમે તમારી હકીકત રજુ કરો છો? શું તમારૂં મન જમશેદથી પાછું હઠયું? ”

ગુલબદન—“ હાં, જ્યારે તે સામે આવે છે ત્યારે તેની મહોબત માલુમ પડે છે, તથાપિ તેના ચાલ્યા ગયા પછી પાછું મન હટી જાય છે.”

ગુલેનાર—" શાદી કર્યા પછી જોઇ લ્યો, મહોબત કેમ નથી રહેતી ? "

ગુલબદન—" નહિ હમણાં પિતાજીના મરણનો શોક છે."

ગુલેનાર—" તથાપિ હું તો બે હપ્તા સુધી આહીં વધુ રોકાઇ તે પછી પિતાની સાથે ચાલી જઇશ. અગર તમારી શાદી થશે તો હું તે જોતી જઇશ."

ગુલબદન—" બહેન, મને વખતો વખત ભારે તાજુબી ઉપજે છે કે, પિતાજીએ જમશેદ સાથે શાદી કરવાની કેમ રજા આપી ! તે તો તેનાથી બહુજ ખીજાતા હતા."

એ સાંભળીને ગુલેનારના મોઢામાંથી એક હલકી હાય નીકળી ગઇ તેથી તુરતજ ગુલબદનને શક પેદા થયો. તેણે હૃદયમાં માની લીધું કે, તપાસ કીધા વિના શાદી કરવી નહિ અને ગુલેનારને મારા મનની કોઇ વાત પણ બતાવું નહિ.



## પ્રકરણ ૧૦ મું.



### જમશેદનો ભેદ ખુલ્યો.



તુમ જુલ્મ કિયે જાઓ યાહ જિમ્મા હે હમારા,
પુર શિસ ભી જે હશ્રમેં કયામત હો કિસી કી.

ગુલેનાર ત્રણ દિવસ સુધી બરાબર ગુલબદન સાથે શાદીના માટે કહેતી રહી, હંમેશાના ઘસારાથી ગુલબદનના મન ઉપર કાંઇક અસર થઇ. ગુલબદન એમ વિચારવા લાગી કે, જમશેદ સાથે શાદી કરૂં કે કોઇ બીજા સાથે? આ તરફ જમશેદને ભારે તાજુબી ઉપજી કે, ગુલેનાર તેના માટે આટલી બધી કોશીશ કેમ કરે છે?

ગુલબદન અને જમશેદની મહોબ્બત કાયમ રહી. એક દિવસે ગુલબદન જમશેદની સાથે બાગની સામેના મેદાનમાં હવા ખાઇ રહી હતી, એકાએક જમશેદ કાંઇક ચોંકી ઉઠ્યો, તેણે એકદમ ગુલબદનનો હાથ છોડી દીધો અને બેચાર ડગલા પાછો હઠી ગયો. ગભરાઇ જઇને ગુલબદને જોયું તો એક આદમી જમશેદની સામે ક્રોધમાં આવી જઇને ઉભો છે, અને જમશેદ તેને જોઇને ગભરાઇ રહ્યો છે.

જમશેદ—( નવા માણસ સાથે ) "દુર રહો મને જવા દો,"

નવો માણસ—"એ નહિ બની શકે."

જમશેદ—"જુઓ હું તમને કહી દઉં છું કે, મને જવા દો, નહિ તો હું તમને ઠેકાણે કરી દઇશ."

નવો માણુસ—"એ તો હું પણ જાણું છું કે, તમે ભારે ભયંકર માણુસ છો, તથાપિ હું તમારાથી ઓછો નથી. હું તમને જાણું છું. તમે નવાબ જમશેદ છોને ? તમે બહુજ ગુપ્ત રહ્યા. તથાપિ મેં તમારો પતો મેળવી લીધો. હવે તમે મારી સાથે સીધે સીધા ચાલો."

ગુલબદન—(ડરી ગયેલા અવાજથી) "હું આ વાતોની મતલબ સમજી નહિ. આ શું વાત છે ! તમે કોણુ છો ?"

નવો માણુસ—"હું ડીટેકટીવ છું. આ શેતાનની બહુ દિવસથી તપાસ કરી રહ્યો હતો. આજ અત્યારે તેનો પતો મળ્યો છે. માલુમ પડે છે કે, આપ આ પાજીને જાણુતા નથી. અત્યાર સુધી આપ આનાથી બચી રહ્યા છો. આ માણુસે ઘણુાને શીકાર બનાવ્યા છે. તેનું અસલ નામ યુસફ છે. પણુ આ બદમાશે તે નામ બદલીને જમશેદ રાખ્યું છે, તે પાકો જુગારી છે, જુગટુ અને બદમાસીનો કોઇ એવો કેસ નહિ હોય કે, જેમાં તેનું નામ લખેલું ન હોય."

ગુલબદન—(જમશેદ સાથે) "કેમ શું આ વાત ખરી છે."

જમશેદ—(જોરથી હસીને નવા માણુસ સામે) "લો યાર, ખેલ ખતમ થયો, તથાપિ તમે મને જબરજસ્તીથી લઇ જઇ શકશો નહિ."

એટલું કહેતા કહેતાની સાથે જમશેદ નવા માણુસ ઉપર તુટી પડયો. બંનેમાં ઝગડો થવા લાગ્યો ડીટેકટીવ ચાહતો હતો કે પિસ્તોલ કાઢીને મારૂં, તેટલામાં જમશેદે તેના પેટમાં છરી ઘુસાડી દીધી, તે મરી જઇને તેના પગની પાસે પડી ગયો.

ગુલબદન—(ખીજાઇ જઇને) "હાય, હાય, તમે આ માણુસને મારી નાખ્યો !"

જમશેદ—"મને તો એ ઉમેદ છે." એટલું કહીને જમશેદે ઠોકર મારી જોઇ તો તે મરી ગયો હતો.

જમશેદ—"બેશક આ મરી ગયો, આવો હવે આપણે બંને અહીંથી જલદીથી નીકળી જઇએ." એટલું કહીને જમશેદ ગુલબદનની તરફ ગયો.

ગુલબદન—"બસ, બસ, થઇ રહ્યું. હવે મને હાથ લગાડો નહિ. પહેલા હું તમોને નેક સમજતી હતી. ખુદાના શુક્રાના કે તમારી ચાલ ચલગત મને માલુમ પડી ગઇ, જયાં તમે સેંકડો કામ કાયદાથી વિરૂદ્ધ કીધા છે ત્યાં એક ખુન કરીને તેમાં વધારો કીધો."

જમશેદ—"બેશક મેં સરકારી કાયદાથી વિરૂદ્ધ કામ કીધા છે, તથાપિ કુદરતી કાનુન એ છે કે, જેમ બને તેમ પોતાનો જીવ બચાવવો જોઇએ, માલુમ પડે છે કે, હવે તમને મારી મહોબત નથી. સાચું કહો એજ વાત છે ને?"

ગુલબદન—"તેમાં કાંઇ શક છે?"

જમશેદ—"મારા કૃત્યની તમે એક સાક્ષી છો, તે માટે હું ઇચ્છું છું કે, હું તમારી સાથે શાદી કરી લઉં, કેમકે બીબી પોતાના ધણીના વિરૂદ્ધ કાંઇ કરી શકતી નથી, તે માટે તમારે મારી સાથે ચાલવું પડશે. અને શાદી કર્યા પછી હું અને તમે બંને અરબસ્તાન ચાલ્યા જઇશું. આવો ચુપચાપ મારી સાથે ચાલો."

એટલું સાંભળતાની સાથે ગુલબદનનો ચહેરો ગુસ્સાથી લાલ થઇ ગયો, તે ખીજવાઇ જઇને ટટ્ટાર થઇ ગઇ.

ગુલબદન—" હું એક કમજોર છોકરી છું, જેવી રીતે તમે આ માણસને માર્યો છે, તેવી રીતે મને પણ મારી નાખી શકો છો. તથાપિ હું કદિ તમારી સાથે ચાલીશ નહિ, અને શાદી પણ કરીશ નહિ. તમારી સાથે શાદી કરવી તેના કરતાં મરી જવું સારૂં છે."

જમશેદ—" બહુજ સારી વાત છે. નાઉમેદીની હાલતમાં લોક એવું પણ કરે છે. તમે તમારા દીલ ઉપર હાથ રાખીને સોગંદ ખાઓ લો કે, આ ખુનની વાત કોઇને કહેશો નહિ. સોગંદ ખાવાથી હું તમને છોડી દઉં છું, તથાપિ શાદી જરૂર કરીશ."

ગુલબદન—" હું એવા જુઠા સોગંદ કદી પણ ખાઇશ નહિ, આકાશ જોઇ જોઇને પોતે પોકારી રહ્યું છે કે, આ ખુનનો બદલો તમને જરૂર મળશે, અને તમે ભુંડા મોતે મરશો. જો તમને કોઇ પકડી લેશે અને મને પૂછશે, તો હું સાફ સાફ હકીકત કહીશ."

જમશેદ–"હાં, તો શું તમે મને ફાંસી દેવડાવશો? જાણી બુઝીને હું તમને એવો મોકો કેમ આપું? સારૂં કીધું કે, તમે મને તમારા મનની વાત કહી દીધી."

તે વખતે એક બીજી બાજુથી ગાડીનો ગડગડાટ અવાજ સંભળાણો, જમશેદ ડર્યો. તથાપિ તે સાથે તેણે ધીરેથી કાંઇ કહ્યું, જે ગુલબદન સાંભળી શકી નહિ.

જમશેદ—" શુકાના ખુદાના, ગાડી મારી છે. ( ખીજવાઇ જઇને ગુલબદન સાથે ) હું તને છેવટનું પૂછું છું કે, મારી સાથે ચાલે છે કે નહિ?"

ગુલબદન—તમે મારી મરજી વિરૂદ્ધ નહિ વરતી શકો, અને

જો તમે મારી પાસે આવ્યા તો હું ખુબ શોરબકોર મચાવીશ. લો ખુદાના શુક્રાના છે. કોઇ ગાડી પણ આ તરફ આવી રહી છે."

જમશેદના હોઠ ઉપર પાજીપણાનું હસવું આવી ગયું, તેણે જલદીથી ગુલબદનનો રેશમી રૂમાલ ખુંચવી લઇને તેના મોઢામાં આડો દીધો.

જમશેદ—" હાં હાં, હવે જરા બીજાઓ તો મજા આવે."

ગાડી પાસે આવીને ઉભી રહી, તેણે ગાડીવાનને જલદી જલદી કાંઇક વાત કરી. માલુમ પડયું કે, ગાડી જમશેદના કહેવા પ્રમાણે તેને લેવા આવી હતી. ગુલબદનને જબરજસ્તીથી ગાડીમાં ચઢાવી દેવામાં આવી. ગુલબદન ડરના લીધે બેહોશ થઇ ગઈ. તેનું બેહોશ થવું જમશેદના લાભનું નીવડયું. હવે ગાડી સ્ટેશનના જંગલી રસ્તા ઉપર તેજથી જવા માંડી. ગાડી એક સ્ટેશન વટાવી બીજા સ્ટેશન ઉપર જઇ ઉભી રહી. જમશેદે પહેલા સ્ટેશન ઉપર ગાડી એવા કારણુથી ઉભી ન રાખી કે, વખતે સ્ટેશન માસ્તર વિગેરે ગુલબદનને ઓળખી લ્યે, બીજા સ્ટેશને ઝટ ટિકિટ લઇને ગુલબદન સહીત જમશેદ ગાડીમાં બેસી ગયો.

એક મુસાફર—" કેમ જનાબ! આ છોકરી મરી ગઇ કે માંદી છે?"

જમશેદ—" જી, આ મારી બહેન છે. તેને ભારે ચોટ લાગી ગઇ છે, અને આ વખતે બેહોશ છે."

રેલગાડી કેટલાક કલાક સુધી ચાલીને બરેલી સ્ટેશન ઉપર ઉભી રહી. જમશેદ ગુલબદનને ગોદમાં લઇને ઉતરી પડયો, ગુલબદન હજુ

સુધી બેહોશ હતી. જમશેદ એક ભાડાની ગાડીમાં જઇ બેઠો. જમશેદે ગાડીવાનને એક સુનસાન ઠેકાણું કોણ જાણે શું નામ બતાવીને કહ્યું—"તમે જો મને એક કલાકમાં ત્યાં પહોંચાડી દયો, તો હું તમને ડબલ ભાડું આપું."

ગુલબદનની બેહોશી દુર થઇ ગઇ. હોંશમાં આવીને તેણે ખીજાઇ જઇને કહ્યું."

ગુલબદન—"હાય, તમેં મને મારા મિત્રોથી જુદી કરીને અહીં જબરજસ્તીથી લઇ આવ્યા કે ? ગાડી રોકી દો, મને જવા દો."

એટલું કહીને ગુલબદન કુદવા લાગી તથાપિ એક ઝટકામાં જમશેદે તેને ગાડીની ગાદી ઉપર પાડી નાખી.

જમશેદ—"તું એમ કરાર કર તો હું તને હમણા તારા મકાન ઉપર પહોંચાડી દઉં. એક તો તું મારી સાથે શાદી કરે અને બીજી ખૂનની વાત કોઇને કહે નહિ."

ગુલબદન—"હું તમોને પહેલાથીજ કહી ચુકી છું. મને તમારી વાત સાંભળવી પણ ના કબુલ છે."

તે વખતે ગાડી એક સુનસાન મકાનની સામે આવીને ઉભી રહી. જમશેદ ગાડીમાંથી ઉતરી પડયો. પછી તેણે ગુલબદનનો હાથ પકડીને રહેમ રાખ્યા વિના ઝાટકી નાંખ્યો. બિચારી નીચે જમીન ઉપર પડી ગઇ અને કાંઇ ઉપાય ચાલ્યો નહિ તેથી રોવા લાગી.

જમશેદ—"ચુપ રહે, હવે આ મકાનમાં ચાલ જ્યાં સુધી તું મારી બંને વાતો મંજુર કરે નહિ, ત્યાં સુધી અહીંથી જાવા પામશે નહિ. ભલે તારી આખી ઉમર કેમ નીકળી જતી નથી."



# પ્રકરણ ૧૧ મું.



## ગુલબદન સપડાણી.

" ટપક પડતે હૈં આંસુ બાગમેં શબનામ કી આંખોંસે
અસીરાને ચમન રાતોંકો જબ ફરિયાદ કરતે હૈં."

જમશેદ—"અહીં તું ધુણી ધુણીને મરે તો પણ મારા સિવાય કોઇ ઉપાય નથી."

ગુલબદન કાંઇ પણ બોલી નહિ. તેનું મન ધડકી રહ્યું હતું. આંખોમાંથી આંસુ પડતા હતા. જમશેદ ગુલબદનનો હાથ પકડીને મકાનની ઓસરીમાં જઇને મારવા લાગ્યો. એક બુઢ્ઢી ઓરત આવીને દરવાજા ઉપર જોવા લાગી.

જમશેદ—" ફોઇ, હું છું."

ફોઇ જમશેદને જોઇને કાંઇક વિચાર કરી રહી હતી. જમશેદ તેને ખેંચતા ખેંચતા મકાનની અંદર લઇ ગયો, મકાનની અંદર જતા જતામાં તો ગુલબદન બેહોશ થઇ ગઇ.

ફોઇ—" દીકરા જમશેદ! આ બેહોશ કેમ થઇ ગઇ? આ છોકરી કોણ છે? તેને તમે આહીં કેમ લાવ્યા છો?"

સાંભળીને જમશેદે જોરથી રાડ માર્યો જેથી બીચારી શેતાન ડોશી પણ ડરી ગઇ. જમશેદે ગુલબદનની તમામ વાત ફોઇને કહી સંભળાવી.

જમશેદ—( ઉદાસ થઇને ) " જુઓ આ છોકરીની દરેક રીતે ખાતરી રાખજો. મને તેની સાથે મહોબત છે. સમજી ! તેની ખુબ કાળજી રાખજો. "

ડોશીએ માથું હલાવી દીધું.

જમશેદ—" હાં, જ્યાં સુધી તે મારી શરતો મંજુર કરે નહિ ત્યાં સુધી તેની ખુબ કાળજી રાખવી. નહિ તો મારો જીવ જવાનો અખતરો છે. તથાપિ મને તો ના ઉમેદીનો સાફ દેખાવ આવે છે ( ઉંડો નિસાસો મુકીને ) ખેર, ખુદા હાફીઝ "

બુઢી—" તેના સિવાય બીજો ઉપાય પણ શું છે, જેમ કહો તેમ કરીએ. "

જમશેદ ગુલબદનને ફોઇના તાબામાં સોંપીને ચાલ્યો ગયો. બુઢી પોતાના ભત્રીજાના કામોથી નાખુશ થઇ, તથાપિ મહોબતના કારણથી દરેક બુરા કામ કરતી હતી.

ખરૂં કહીએ તો જમશેદ ફક્ત બદમાસજ નહિ ડાકુ પણ છે. આ મકાન તેણે ખરીદીને પોતાની ફોઇને દઇ દીધું છે. જ્યારે કોઇ વખતે તેના ઉપર વારંટ નીકળતું તો તે વખતે તે આ મકાનમાં આવીને સંતાઇ રહેતો હતો.

ગુલબદનને બેહોશી ભરી હાલતમાં ઉપરના ઓરડામાં પહોંચાડવામાં આવી. એક છોકરી તેની ખીદમતના માટે તેની પાસે રોકવામાં આવી. પહેલા તો એ છોકરીને ડોશીએ રાખવી બ્યાજબી માન્યું નહિ, તે પછી કોણ જાણે શું વિચાર કરીને રાખી લીધી. અરધી રાત વીતી જવા પછી ગુલબદનની બેહોશી દુર થઇ. આંખો

ઉઘાડીને તેણે જોયું તો એક છોકરી તેની પથારીની બાજુમાં એક આરામ ખુરશી ઉપર બેઠી બેઠી ઉંઘી રહી છે.

ગુલબદન—( ગભરાઇ જઇને ) હું સ્વપ્નું તો નથી જોઇ રહીને? હું ગાંડો તો નથી થઇ ગઇને? "

છોકરી—( ચોંકીને ) " આપ સ્વપ્નું જોઇ રહ્યા નથી. "

ગુલબદન—" વારૂ, બતાવો હું કયાં છું? "

છોકરી—" જે આ મકાનમાં રહે છે તે જમશેદની ફોઇ છે. "

ગુલબદન—" મહેરબાની કરીને મારી ઓઢણી અને જોડા લાવી ધો, હું અહીંથી ચાલી જાઉં. "

છોકરી—" આપ અહીંથી જઇ શકશો નહિ, ચારે કોર તાળા દીધા છે. "

ગુલબદન—" એમ નહિ બની શકે, હું જબરજસ્તીથી નહિ રહું, જો તમે મને મદદ કરો તો આ અંગુઠી આપું. ભારે મુલ્યવાન હીરાની અંગુઠી છે? "

છોકરી—" હું તમોને બહાર કાઢી દઉં. તથાપિ ફરીને કોઇ સાથે આ ખુનની વાત કરવી નહિ નહિતર જમશેદ ફાંસીએ જશે. "

ગુલબદન—" હું તમારી વાત માનીશ. "

છોકરી—" સારૂ, હું કુંચી ચોરવાની ફીકરમાં છું. તથાપિ કાંઇ ફીકર તો નથી કરતાને? "

ગુલબદન—" દયાળુ છોકરી, મારા ઘરના માણસો મારી ખોળમાં હશે. મને તું અહીંથી જલદી બહાર કાઢ. "

છોકરી--" આપને તે કુંચીઓ લેવી હોય તો ડોશીના ઓરડામાં ટાંગી છે. હું ત ચોરતા ડરૂં છું."

ગુલબદન--" સારૂ, તું મને રસ્તો બતાવી દે."

છોકરી--"જુઓ જ્યાં સુધી બને ત્યાં સુધી બચી જવું. સાંભળ્યું છે કે, જમશેદ મક્કા જવાના છે. તમને પણ સાથે લઇ જશે. જુઓ કુંચીઓનો ગુચ્છો આ ટાંગ્યો છે."

ગુલબદન—" ત્યારે તો મારે ઉતાવળેથી નાસવું પડશે."

ગુલબદન ઉઠવા ચાહતી હતી કે શેતાની ડોશી આવી ગઇ અને તેણે છોકરીને ખસેડી મુકી. ગુલબદને તેને આંસુ ભરી આંખોથી જોઇ. ચહેરો જોઇને ગુલબદન સમજી ગઇ કે, આથી છુટી જવાની ઉમેદ નથી.

બુઢી--(હસીને) "હું તમોને છોડી દઉં છું, તથાપિ તમને છોડવાથી મારા ભત્રીજાનો જીવ જાય છે, તે માટે જ્યાં સુધી હું જીવતી હોઉં ત્યાં સુધી અહીંથી નહિ જવા દઉં."

ગુલબદનનો ચહેરો ગુસ્સાથી લાલ થઇ ગયો, તે કાંઇક કહેવા માગતી હતી. તથાપિ ડોશી ઝટપટ દરવાજાની બહાર જઇને તાળું દઇ દીધું. બીચારી ગુલબદન આખી રાત કોટડીમાં ટહેલતી રહી. સવારે ડોશીએ જળ પાનના માટે ફળ આપ્યા, તથાપિ ગુલબદને ઇન્કાર કર્યો. બહુજ વાટાઘાટ પછી ગુલબદને કહ્યું.

ગુલબદન--" તું ઝગડો શા માટે કરે છે. હું હાથ તો લગાડીશ નહિ."

ડોશી—" જો તમે અપવાસ કરવા માગતા હોવ તો કરો.

તથાપિ એ બતાવો કે નીચે જમશેદની પાસે આવશો કે નહિ."

ગુલબદન—"મારૂં પગરખું તેને મલવા જશે."

ડોશી ચાલી ગઇ, છોકરી દોડીને આવી અને કહ્યું—"બ્હેન, તમે જઇને જમશેદને મળી લ્યો નહિ તો ભૂંડી થશે."

ગુલબદન—"ચાલો આવું છું." કહીને ગુલબદન ઉઠી અને બારણા આગળ આવીને ઉભી રહી. જમશેદ તેને જોઇને આગળ આવ્યો.

જમશેદ—"પ્યારી ગુલબદન."

જમશેદે હાથ લંબાવ્યો તથાપિ ગુલબદને ઝટકી નાંખ્યો.

ગુલબદન—"ચાલો હટો, દુર રહો, મને પજવો નહિ." એ સાંભળીને જમશેદનો ચહેરો લાલ થઇ ગયો.

જમશેદ—"દેખ ગુલબદન, જ્યારે તું મારી બીબી થઇ ગઇ તો તારે એવી વાતો ન કરવી જોઇએ."

ગુલબદન—"તમારી બીબી છે કોણ?"

જમશેદ—"કેમ તેં ઈકરાર નહોતો કીધો?"

ગુલબદન—"જ્યારે મેં વાયદો કીધો હતો ત્યારે મને મારા મનની ખબર નહોતી. તે વખતે હું નહોતી જાણતી કે તમે એક ડાકુ છો."

# પ્રકરણ ૧૨ મું.



## જમશેદનું પાજીપણું.



"મોહબ્બતકી તુઝસે સિતમ ગર નિકલા,
મોમ સમઝે થે તેરે દિલકો સો પત્થર નિકલા."

જમશેદ—(હસીને) "ભલે, તારી એમ મરજી છે :તો તું હવે ઇકરાર કર તો પણ જવા નહિ દઉં."

ગુલઅંદને ગુસ્સા અને તિરસ્કારથી જમશેદના તરફ જોયું અને કહ્યું:—

ગુલઅંદન–"આપ મારી સાથે શાદી કરવાની આશા છોડી દયો."

જમશેદ—"હું તારી સાથે જરૂર શાદી કરીશ. મને તારી સાથે બહુજ મહોબત છે."

ગુલઅંદન—(પગ પછાડીને) "સારૂ, તો તમે મારો જવાબ પણ સાંભળી લ્યો. જો દુનિયા સુની થઇ જાય અને દુનિયામાં તમે એકલા રહી જાઓ તો પણ હું તમારી સાથે શાદી કરીશ નહિ. હવે હું તમારી શરમ પણ રાખવા માગતી નથી. કેમકે મને માલુમ પડી ગયું કે તમે કોણ અને કેવા છો! તમારી મહોબતથી મારા ખાનદાનમાં ઝાંખપ લાગે છે."

જમશેદ બગડી જઇને ઉભો થઇ ગયો. ગુલઅંદન પ્રથમની પેઠે બારણા આગળ ઉભીજ રહી. તેના ખુબસુરત વાળા ચહેરા ઉપર

લટકી રહ્યા હતા. તે બંને હાથ સાથે મેળવીને કાંઇ નવાઇ પામવા જેવી રીતે ઉભી રહી હતી.

ગુલબદન—"જુઓ હું પાછી કહું છું કે, તમારી મહોબતથી મારી ઇજત ખરાબ થાય છે, હું તમારા જેવા કાતીલ-ખુની સાથે કદી પણ શાદી કરી શકતી નથી."

ગુલબદનની આ વાતોના તીર જમશેદના હૃદયમાં ખુંચી ગયા, ગુલબદને ગુસ્સો બધો કાઢી નાખ્યો. જમશેદ ગુસ્સાથી કંપવા લાગ્યો. તેનો ચહેરો લાલ થઇ ગયો. તેના મનમાંથી ગુલબદનની મહોબત દુર થઇ ગઇ. મહોબત દુર થવાથી તેનો ખ્યાલ પણ બદલી ગયો. જમશેદના દીલમાં એવી વાત આવવા લાગી કે, જે ઇનશાનમાં હોય નહિ.

જમશેદ—(ગુસ્સાથી) "તારી વાતો ખલાસ થઇ ચુકી કે નહિ? અગર પુરી થઇ ગઇ હોય તો હું બે ચાર વાતો સંભળાવું જેથી તારા દીલમાંથી તારો ખ્યાલ બદલી જાય."

ગુલબદન—"જે કાંઇ કહેવા માગો તે કહી શકો છો, હું એકવાર જવાબ આપી ચુકી. મારો જવાબ એટલોજ છે કે, હું તમારી સાથે શાદી નહિ કરૂં મને તમારા માટે લાગણી દુર થઇ ગઇ."

જમશેદ—"તારી મારી સાથેની લાગણી દુર થઇ ગઇ, હવે હું તારી ઇજજતને પણ ઠેકાણે પહોંચાડું છું, જેના લીધે તું બડબડાટ કરીને વાતો કરી રહી છે. સોગંદ ખાઇને કહું છું કે, જ્યાં સુધી હું જીવતો રહીશ ત્યાં સુધી તારી વાત સળગતી આગની પેઠે મારા દીલમાં ભભુકતી રહેશે.

ગુલબદન--( તેજ થઈને ] "યાદ રાખો તમે શું કીધું?"

જમશેદ—"હું તારી સાથે મહોબત કરતો હતો, તારી પ્યારી સુરત જોઇને મેં તારી સાથે શાદીનો ઇકરાર કીધો હતો. મારો પુરો ઇરાદો હતો કે, જીવ જાય તો જાય પણ તુંને હાથથી જવા નહિ દઉં, હવે હું તે વાત છોડી દઉં છું. તેં મારી મહોબતનું ખુન કરી દીધું. હું તારી પાસેથી તેનો બદલો લઇશ."

ગુલબદન--"મને ઉમેદ નથી કે તમે એક કમજોર છોકરી પાસેથી બદલો લ્યો." એ સાંભળીને જમશેદે જોરથી રોફ માર્યો જેથી ગુલબદન ચોંકી ગઇ.

જમશેદ--"તું સમજતી હઇશ કે, ઓરતો પાસેથી બદલો લેવો એ નામરદીનું કામ છે તથાપિ જ્યારે મારા ઉપર આરોપ ઢોળે છે અને તિરસ્કાર કરે છે, તો હું બદલો કેમ ન લઉં? હજુ પણ સારૂં છે કે, શાદીનો ઇકરાર કર, નહિ તો હું ભુંડી દુરગતી કરીશ."

ગુલબદન—"હું તમારા અખત્યારમાં છું. તથાપિ હું તમારી ધમકીઓથી જરા પણ બીતી નથી. એ એક નામર્દ આદમીનું કામ છે કે એક નાની ઉમરની છોકરીને આવી રીતે ડરાવો છો."

જમશેદે ગુલબદનનો હાથ જોરથી પકડી લીધો. બિચારી નાની ઉમરની છોકરીના હાથમાં જાણે લોઢાની હાથકડીઓ પડી ગઇ તે પરવશ થયેલી જમશેદની સાથે ગઇ, જમશેદે ખડકીની પાસે જઇને કહ્યું.

જમશેદ—"તને આ ઇમારત દેખાય છે?"

ગુલબદન—"હાં, હાં, આગળ કહો."

જમશેદ—" તે ગાંડાની હાસ્પિતાલ છે. બહુજ ગરીબ અને નશીબહીન તેમાં કેદ રહે છે અને તેમાં મરે છે. હજુ પણ ખ્યાલ કર, હું તને આજ રાતની મુદ્દત વધુ આપું છું. આજ રાત તું પુરી રીતે વિચાર કરી લે અને જો તું નહિ માને તો, તને તે વખત સુધી ત્યાં રહેવું પડશે કે જ્યાં સુધી શાદીનો ઇકરાર નહિ કરે."

ગુલબદન—" હું એકવાર કહી ચુકી, એમ કહીને ગુલબદન મગરૂર શાહજાદીઓની પેઠે જમશેદનો હાથ તરછોડી નાખીને બહાર ચાલી ગઇ. જમશેદ હવે બીલકુલ બદલી ગયો, તેનો ઇસ્ક જતો રહ્યો. જમશેદે પોતાના દીલમાં બદલો લેવાનો પુરો ઇરાદો કરી લીધો. હવે તે વાતનો વિચાર કરવા લાગ્યો.

વાંચક જાણતા હોવા જોઇએ કે, ગુલબદન અને જમશેદની ખાસ મહોબત કદી પણ થઇ નહોતી. તેણે ખાલી ગુલબદનનો જીવ બચાવવાને તેને લોભાવી રાખી હતી. હવે ગુલબદનને પણ ખ્યાલ આવતો હતો કે:—" પિતાજી જે કહેતા હતા તે બધું ખરૂં હતું."

ગુલબદન કેદના ઓરડામાં ગઇ. બેશીને પોતાને નાશી જવાનો માર્ગ વિચારી રહી હતી. તેટલામાં ડોશી ખાવાનું લઇને આવી. ગુલબદન ભૂખના દુઃખથી ગાંડી જેવી બની ગઇ હતી. કેમકે જ્યારથી તે આવી હતી ત્યારથી તેણે એક ઘુંટડો પાણી પણ પીધું નહોતું, તેણે કાંઇક ખાવા લાયક સમજીને ખાધું. જો ગુલબદન અક્કલથી કામ લેત તો કદાચ નીકળી જાત. ડોશી તેને મહોબતથી જોઇ રહી હતી. ગુલબદને ગુસ્સો બતાવ્યો તે તેના હકમાં ગેર ફાયદો કરતા નીવડયો.

ડોશી ઓરડામાં ફરવા લાગી. ગુલબદન સમજી કે, નાસતા પહેલાં મારે પેટ ભરી લેવું જોઇએ, તેટલા માટે તેણે પ્રથમ ખૂબ

પેટ ભરીને ખાણું ખાધું.

બુઢી થાળી લઇને ચાલી ગઇ, નીચે જમશેદ પણ ઉભો હતો. ડોશી જમશેદના અને જમશેદ ડોશીના સામું જોઇને હસ્યા.

ડોશી—"હરેક પ્રયાસનું ફળ જરૂર મળે છે. હવે તમે તમારા મકાનમાં જાઓ."

જમશેદ ચાલ્યો ગયો. બુઢી પણ જઇને સુઇ રહી, ફક્ત ગુલબદન બેઠી બેઠી તે છોકરીની રાહ જોતી હતી. જે ચાવી લઇને નાશી જવાનો ઠરાવ કરી ગઇ હતી. ગુલબદન ઓરડામાં ટહેલવા લાગી અને મનમાંને મનમાં કહેવા લાગી. "જરૂર તે મારા માટે ઘોડો લેવા ગઇ હશે. (માથું પકડીને) મારૂં માથું કેમ ફરે છે, ઓરડો ઘુમતો હોય તેમ જણાય છે, આંખોની આગળ જુદી જુદી જાતની છબીઓ તરતી દેખાય છે. શું મને શેતાની ડોશીએ કાંઇ નિસ્સાવાળી ચીજ તો નહિ ખવરાવી હોય ને?"

ખરૂં એ હતું કે, ડોશીએ ખાણા સાથે કાંઇ નિસ્સાવાળી ચીજ મેળવી હતી. ગુલબદન થોડા વખતમાં ખુબ હસવા તથા રોવા લાગી. એમ હસવું તથા રોવું બંને સાથે થઇ રહ્યું હતું, કે તે છોકરી તાળું ઉઘાડીને અંદર આવી.

છોકરી—"આપ આહીં છો?"

ગુલબદને જોરથી હસવું શરૂ કર્યું. ગુલબદન આ વખતે બે ભાન અવસ્થામાં હતી. તેના વાળ ચહેરા ઉપર વીખરાઇ ગયા હતા, આંખો ઉંડી ઉતરી ગઇ હતી. ખુબસુરત ગુલબદનને આ વખતે જોવાથી ભય લાગતો હતો, તેના ગાલ પીળા અને હોઠ સુકાઇને

કાળા રંગના થઇ ગયા હતા. છોકરી તેની આ દશા જોઇને બીકનાઃ લીધે નાસી ગઇ. નાસે નહિ તો બીજું કરે પણ શું! છોકરીના જવા પછી થોડી વારે જમશેદ ગયો. જમશેદની સાથે એક નવોઃ આદમી પણ હતો જમશેદને જોતાંની સાથે ગુલબદન દોને લપટી ગઇ.

નવીન માણુસ—"શું તે બીમાર આ છે?"

જમશેદ—"જી હા, આ છે."

જમશેદ ગુલબદનને ખેંચીને બીજા ઓરડામાં મૂકી આવ્યો. અને તે પછી નવા માણુસ પાસે આવીને બોલ્યો.

જમશેદ—(નવા માણુસ સાથે) "હું આપને કહી ચુકયોઃ છું કે, એ છોકરી ગાંડી છે. એ મારી ફોઇને ત્યાં રહે છે. તેની માગણી મારી સાથે થઇ ચૂકી છે, તથાપિ મારા બદ કિસ્મતે શાદી થતા પહેલા આ છોકરી ગાંડી બની ગઇ, હવે આપ મહેરબાની કરીને એ બતાવો કે, તેનો ઇલાજ થઇ શકે છે કે નહિ, જ્યારે તેને ચક્કરી આવે છે ત્યારે તે એકદમ પોતાની જાતે બહાર દોડી જાય છે, વળી કોઇની સાથે બોલતી નથી. તેને એવો ખ્યાલ પેદા થઇ ગયો છે કે, તેને કોઇ જબરજસ્તીથી આહીં લઇ આવ્યું છે. ચક્કરી આવે છે ત્યારે શાદીનો પણ ઇન્કાર કરે છે અને મને ખુની અને ડાકુ બનાવે છે."

જમશેદની સાથેના નવા આદમી ડોકટર હતા.

ડોકટર—"બેશક પાગલ-ગાંડાઓને એકની એક ધુન રહે છે" એમ કહીને ડોકટરે એક સર્ટીફીકેટ લખીને જમશેદને દીધું. તેની

સહાયતાથી જમશેદે ગુલબદનને ગાંડાની હોસ્પીતલમાં પહોંચાડી દીધી. હજુ સુધી ગુલબદનને હોંશ હતી નહિ. શેતાન ડોશીએ તેને ભાંગની સાથે ધતુરાના બી પણ દઇ દીધા હતા. જેથી તે તે વખતે એકદમ ગાંડી થઇ ગઈ હતી. ગાંડાની હોસ્પીટલમાં ઠંડી ઠંડી હવા લાગવાથી ગુલબદનનો નિસ્સો કાંઇક ઓછો થયો તથાપિ જીભ હજુ સુધી બંધ રહી હતી. હવે તેને બધી વાતનો ખ્યાલ આવવા લાગ્યો, તથાપિ મોઢેથી વાત કરવાની તાકાત રહી નહિ.

અમારી કલમમાં એટલી તાકાત નથી કે. તે ગુલબદનના દીલનો ગભરાટ અને તે દુઃખી અવસ્થાનો ફોટો ઉતારી શકીએ. ગુલબદન એમ સમજતી હતી કે, જમશેદ મને અમસ્થો ધમકાવે છે. સ્વપ્નામાં પણ તેને ખ્યાલ નહોતો આવ્યો કે, જમશેદ ખરેખર મને ગાંડાની ઓસ્પીટલમાં મોકલશે.

વાંચક, એકવાર પાપી જમશેદના ઇશ્ક ઉપર ધિઃકારથી જો, તેના બુરા કૃત્યથી કોમળ ગુલબદનને ગાંડાની હોસ્પીટલની હવા ખાવા જવી પડી. ખુદા પણ જાણતો હતો કે ગુલબદનને આ વખતે કેવી તકલીફ હતી.

જે વખતે ગુલબદનને આ માણસો ગાંડાની હોસ્પીટલમાં લઇ ગયા તે વખતે તે રોવા લાગી. તે વખતે તેની જીભ પણ કાબુમાં નહોતી. તેણે કોઇ પુસ્તકમાં વાંચ્યું હતું—"જ્યારે ગુન્હેગારને મોતનો હુકમ સંભળાવવામાં આવે છે ત્યારે તે જેટલો દુઃખી થતો નથી તેટલો તે કેસ વખતે દુઃખી થાય છે."

તે વખતે ગુલબદનની પણ એજ હાલત હતી. તેની જરા જેટલી વાત યાદ આવી રહી હતી. તે મીટ માર્યા સિવાય ચંદ્રમાં

તરફ જોઈ રહી હતી. તેણે વાંચ્યું હતું કે, "કેદી કેવી રીતે દુ:ખી થઇને કેદમાંથી છુટવાનો હુકમ સાંભળે છે તે પોતાની જીંદગી જોઇને તે વખતે કેવા નિસાસા નાંખે છે." તે વખતે ગુલબદનને પણ તે બધી વાત યાદ આવી રહી હતી. તેની બદકિસ્મતોએ તેને પણ કાળા દિવસ દેખાડયા. તે વખતે તેને હાલતા ચાલતા ફુવારાની પાસે ખીલેલા ગુલાબ પણ સારા લાગતા નહોતા. ડાકટરે તેને એક ઓરડો આપ્યો તે તેમાં જઇને બેઠી. જમશેદે ડૉકટરોને ફી દીધી અને ચાલતી વખત તેણે ગુલબદનને કહ્યું—"જાનેમન હવે તું સારી થઇ જઇશ અને એક હપ્તાં પછી મારા આવવા ઉપર તું રાજી થઇને મારી સાથે ચાલીશ."

\+ × × × ×

તે સાંજે જ્યારે આ દર્દનાક કામ થઇ રહ્યું હતું ત્યારે ગુલેનારે સફદરજંગને એક પત્ર લખ્યો. તેમાં લખ્યું હતું કે, "ગુલબદન એકાએક ગૂમ થઇ ગઇ છે. ખસુસ તેનું મન અમોને તંગ કરવાનું હશે, તથાપિ નહિ અમને દુ:ખી થવું ન જોઇએ. તે પોતાની ફોઇ પાસે ગઇ હોવી જોઇએ. બીજાને ત્યાં રહીને જ્યારે દુ:ખી થઇ જશે, ત્યારે જાતે અહીં આવશે."

ગુલબદનની ફોઇ સફદરજંગને બહુજ ચાહતી હતી. સફદરજંગે તેને પત્ર લખ્યો કે, "હું આવું છું. મારા આવવાની ખબર ગુલબદનને આપશો નહિ, જો તમે તેને ખબર આપશો તો તે ત્યાંથી ચાલી જશે."

તે પછી તેણે કાંઇક હકીકત જમશેદની પણ લખી નાખી હતી.

ગુલબદનની ફોઇ પત્ર વાંચીને ગભરાઇ ગઇ. તે સમજી કે, ખસુસ ગુલબદન આહીં આવવા વાળી છે. તેણે સફદરજંગને અહીં આવવાના સંબંધમાં કાંઇ કહયું હશે. જમશેદના સંબંધમાં મરહુમ ભાઇએ પણ એક વાર લખ્યું હતું, હાલ તે આહીં પણ નથી. કદાચ જમશેદ મારી ભત્રીજીને લઇને અરબ ચાલ્યો નહિ ગયો હોય!

એવી રીતે ખ્યાલ કર્યા કરતી હતી. બીજે દિવસે એક બીજો પત્ર સફદરજંગે પોતાના આવવાના સંબંધમાં લખ્યો. ડોશી ઉઠી, તેને વિચાર થયો કે, ગુલબદનને એક પત્ર લખું. તે વખતે તેણે જોયું તો એક ગાડી તેજીથી દોડી આવતી હતી. જોત જોતામાં ગાડી આવીને દરવાજા ઉપર ઉભી રહી.



# પ્રકરણ ૧૩ મું.

## હું જમીન ઉપર મુડદુ થઇને પડી જાઉં.

" આતિશે રશ્ક અદુ ખાક કરેગી હમકો,
લાગકી આગ બુરી હોતી હૈ જલનેકે લિયે.

જ્યારે ગુલબદન પુરી રીતે હોંશમાં આવી ત્યારે તેને માલુમ પડયું કે, હું કયાં છું ! હવે તેનું નિસ્સાનું ઝેર ઉતરી ગયું હતું. હોંશ આવ્યા પછી તેને મનનું દુઃખ પ્રથમથી પણ વધી પડયું, તેણે પોતાના ઓરડાને જોઇને કહ્યું—" યા ખુદા! શું આમાં આ જીંદગી પુરી થશે ! "

હાય, જુવાન છોકરી, તું શું ખ્યાલમાં છો. ખુદા જરૂર તારી મદદ કરશે.

ગુલબદન દરવાજાની પાસે ગઈ, તેણે ધાર્યું કે, તાળું તોડી નાખું, તથાપિ લોઢાનું તાળું તેના નાજુક હાથોથી કયારે તુટવાનું હતું ? તેણે એકવાર ચંદ્રમાની તરફ જોઇને કહ્યું—" અફસોસ, અહીં તો સ્વાસ ઘુંટાઇ જાય છે."

અવાજ સાંભળીને એક ચાકરડી દોડીને ત્યાં આવી. તાળું ઉઘાડીને તેણે ગુલબદનને બહાર કાઢી. ગુલબદન દોડીને તેના પગમાં પડી ગઇ અને રોઇ રોઇને તેણે પોતાની હકીકત કહી સંભળાવી.

ચાકરડી—" ગભરાઓ નહિ, આહીં કોઇ ગાંડુ નથી. બધા

સારા છે. વળી તમે તો સૌથી સારા ઓરડામાં છો. તમારા ઓરડાથી સારો ઓરડો આહીં બીજો એકે નથી."

ગુલબદન—"આ ઓરડામાં તો ટહેલવાની જગા નથી તેમ કાંઇ નથી. હું અહીં જરા પણ નહિ રહું."

ઓરતે કાંઇ ખ્યાલ ન કીધો, ગુલબદને બહાર જોયું તો કોઇ રોઇ રહ્યું હતું, કોઇ હસી રહ્યું હતું. કોઈ ફાટકની પાસે ચુપચુપ ઉભા હતા અને કોઇ ટહેલી રહ્યું હતું. ગાંડાની જે વાતો ગુલબદન કદી કદી ઉપન્યાસોમાં વાંચ્યા કરતી હતી તે આજ અહીં રહીને જોઇ રહી હતી.

ઓરત—"આવો આહીં ફરીએ."

ગુલબદન—"હું નહિ જાઉં, આ બધો ખેલ જોઇને મારૂં શરીર કંપી ઉઠે છે; તેનાથી તો મારો ઓરડો સારો છે."

ઓરત—"આહીંનો કાયદો છે, તમારે ઘુમવું પડશે," એમ કહીને તેણે ગુલબદનનો હાથ પકડી લીધો. બને આમતેમ ઘુમવા લાગી. બધાની નજર તે ઓરતના તરફ હતી. બધાં ખુબ ખીજાતા, રોતા અને હસતા હતા.

ગુલબદન—(રોઇને) "હાય, હું તો એ સાંભળતા સાંભળતા ગાંડી બની જઇશ. ખુદાના માટે મને છોડી દો."

ગુલબદને જયારે જોયું કે, આ ઓરત મારી વાતોનો જરા પણ ખ્યાલ કરતી નથી. ત્યારે તે ચુપ થઇ ગઇ. ગુલબદન ઉપર આ વખતે જે વીતી રહ્યું હતું તે પોતે જાણતી હતી. બીજામાં એટલી તાકાત નથી કે, વર્ણન કરી શકે.

ગુલબદનને ત્યાં એકલી મુકીને તે ઓરત ચાલી ગઇ. ગુલબદનની પાસેથી જનારી એક ગાંડી સ્ત્રીએ ગુલબદનને જોઇ, તે ત્યાં ઉભી રહી.

ઓરત—( ગુલબદનનો હાથ પકડીને ) " ડરો નહિ, હું તમોને ત્રાસ આપીશ નહિ, હું તમોને ઓળખી ગઇ. માલુમ પડે છે કે, તમને પણ મારા જેવી ગાંડી બનાવીને આહીં લાવવામાં આવી છે."

ગુલબદન—" બેશક, હું ગાંડી તો નથી. તથાપિ આહીં જબરજસ્તીથી રાખવાથી જરૂર ગાંડી બની જઇશ. "

ઓરત—" આ દુનિયામાં રહીને દરેક પ્રકારની મુશ્કેલીઓ સહન કરવી પડે છે. જયારે મને આહીં લાવવામાં આવી હતી ત્યારે મારી પણ હાલત સારી હતી, જેવી હાલત હાલ તમારી છે. હું પણ પહેલા તમારા જેવી વાતો કરતી હતી, તથાપિ ખુદાની અવકૃપાથી હુ આ ગાંડાઓની સાથે રહીને તેના જેવા ખ્યાલની થઇ ગઇ."

ગુલબદન તે સ્ત્રીના તરફ જોવા લાગી, તેને તેની વાત ઉપર વિશ્વાસ નહિ બેઠો. ઓરત તેના મનની વાત જાણી ગઇ.

ઓરત—" તાજુબ થાઓ નહિ. દુનિયામાં રહીને મારા ઉપર બહુજ મુશીબતો આવી છે. મારી જીંદગી દુઃખ ગમગીની અને તાજુબીની વાતોથી ભરપુર ભરી છે. જો હું મારી પુરી વાત કરૂં તો એક નોવેલ-વાર્તા તૈયાર થઇ જાય, વારૂ, આવો, હુ અને તમો આ બેંચ ઉપર બેશી જઇએ. "

ગુલબદન કાંઇ પણ ન કહેતા તેની પાસે બેસી થઇ. ઓરતે પોતાની વાત શરૂ કરી, તેની ઉમર વીસ વરસની લગભગ હતી. તેનો રંગ ગોરો અને શરીર ઘાટીલું હતું. ગુલબદનના કરતાં તે વધુ ખુબસુરત તો નહોતી તથાપિ ગુલેનાર વિગેરેની બરોબરી કરે તેવી હતી. તેની મસ્ત શરમાળ અને રસીલી આંખો કાંઇક અજબ મજેદાર હતી.

" મીર ઉન નીમ બાજ આંખોંમેં
સારી મસ્તી શરાબકી સી હૈ. "

ઓરત—" મારૂં નામ દીલારા છે, મારા ચહેરા ઉપર જુવાનીના નિશાન બહુજ ઓછા છે. તેનું કારણ એ છે કે, બહુ પ્રકારના સંકટો સહન કરી ચુકી છું; ખેર! તકલીફોની વાત ન કહેતા હું ફક્ત એટલુંજ કહું છું કે, આ નર્કમાં કેવી રીતે આવી.

" હું જોઉં છું કે, હજુ તમને મારી વાતો ઉપર વિશ્વાસ આવતો નથી. તમારી આંખોથી હજુ સુધી ગેરવિશ્વાસ જાહેર થાય છે તથાપિ એ સમજી લ્યો કે, હું જો આ ગરીબ ગાંડાઓની પેઠે હોત તો તમારી સાથે એવી વાતો નહિ કરત." એમ કહીને તે હસી. જે હાસ્યે ગુલબદનના દીલ ઉપર પણ અસર કરી.

ગુલબદન—" નહિ, મને તમારો પુરો વિશ્વાસ છે, હું આહીં દગાથી આવી ગઇ છું. અફસુસ તમે પણ આહીં દગાથી આવ્યા હોવા જોઇએ." દીલારાએ એક નિશ્વાસ નાંખીને ગુલબદનનો હાથ ધીરેથી દબાવી દીધો. તે કહેવા લાગી.

દીલારા—" મારી વાત દર્દથી ભરી છે. જે બધી મુશીબતો આજ હું ભોગવી રહી છું તે ફક્ત ઇશ્કના કારણથી. હું એક ગરીબની

છોકરી છું, તથાપિ મારા બાપ બહુ મોટા મનવાળા અને ખુશ મીજાજી આદમી હતા. મારા સિવાય પિતાજીને દુનિયામાં બીજું કાંઇ નહોતું. એક દિવસે હું દરિયાના કીનારા ઉપર બેઠી હતી, કોઇએ મારા કાનમાં ભારી મીઠો અવાજ સંભળાવી દીધો, ફરીને મેં જોયું, તો એક નવજુવાન પૂછતો ઉભો રહ્યો હતો. તેણે પૂછ્યું–" બીબી શું તમે મને રાજમાર્ગ બતાવી દેશો ? હું રસ્તો ભુલીને આ તરફ નીકળી આવ્યો છું. " તે માણુસ ભારે શેતાન તેમ ભારે ખુબસુરત હતો. તેના શરીર ઉપર શીકારી પોષાક બહુજ સારો લાગતો હતો. મેં તેને શેતાન એવી રીતે બનાવ્યો કે, જોવામાં તો તે શાહજાદો હતો, તથાપિ કામ તો તે શેતાનીઅતના કરતો હતો. હું તેને જોતાની સાથે આશક થઇ ગઇ. મેં તેને રસ્તો બતાવી દીધો, કેટલોક વખત આંખના ઇસારા કીધા પછી તે ગયો. તથાપિ બંનેના મનમાં ફરીને મળવાની ખાહીશ રહી ગઇ.

આઠ નવ દિવસ પછી હું એક માણુસના ઘરે મીજલસમાં ગઇ, મારી સાથે મ્હોલ્લાની સાત આઠ છોકરીઓ પણ હતી. મારો પ્યારો પણ ત્યાં મોજુદ હતો, ચાર આંખો ભેગી થતા અમો બંને જણા એક બીજા ઉપર લટુ બની ગયા. કોઇ પ્રકારે જોગ લાવીને એકાંતમાં મેં તેને પૂછ્યું: " મને ઓળખો છો ? " તેણે કહ્યું–" ભલા તમને હું ભૂલી શકું ? " તે પછી મેં તેને મારો પુરો દોસ્ત બનાવી દીધો. તે દિવસે મીજલસમાંથી આવ્યા પછી કેટલાક દિવસે નદી કીનારે મારી અને તેની મુલાકાત થઇ. ઇશ્કની વાતો થઇ. હવે એ મહોબત ધીરે ધીરે વધી રહી હતી. કે મારા પિતા મરી ગયા. તે પછી શું થયું. રસ્તો ખુલ્લો થઇ ગયો. બંને જણા મજાથી ઘરમાં મળવા લાગ્યા.

તેના કહેવાથી મેં મારૂં મકાન વેચી નાખ્યું અને મારી માલ મીલકત લઇને તેને ઘેર ગઈ. ત્યાં તેણે મને કેટલાક દિવસ સુધી ભારે ચેનથી રાખી, તેના ઘરમાં ફકત તેની વૃદ્ધ ફોઇ હતી. બુઢિએ મારી અને તેની શાદી કરાવી દીધી. હાય; તે શાદી મારા માટે ભારે આફત રૂપ થઇ. કેટલાક દિવસ ચેનમાં કાઢયા પછી તે દુષ્ટ મને દુઃખ દેવા લાગ્યો. હું સબુરીની સાથે તે દુઃખ પણ સહન કરવા લાગી. એક દિવસે તે મારા ઉપર બહુજ નારાજ થયા, તે દિવસથી તે મને મારવા કુટવા લાગ્યો. હું તે પણ સહન કરતી હતી. સહન ન કરૂં તો કરૂં પણ શું ?"

ગુલબદને માથું હલાવ્યું.

"ખેર કેટલાક દિવસ વીતી ગયા પછી તે એક સુંદર છોકરીને ઉપાડી લાવ્યો અને મારી સામે તેની ઇજ્જત ખરાબ કરી. પાછી તે ક્યાંઇ બહાર જઇને કહે અને કેદ ન કરાવી દયે. તે ખ્યાલથી તેણે તે બીચારી છોકરીને મારી નાંખી. તે મરી ગઇ, તેણે તેને ડોશીની મદદથી તે ઘરમાં દાટી દીધી. દાટતી વખત મેં જોયું કે, માટીની નીચેથી બહુજ હાડકાં નીકળ્યા. હું સમજી ગઇ કે, આ ખુની છે. મેં તેને કેદ કરાવવાનું કીધું. તે સાંભળીને તે ડર્યો અને મારા જીવનો દુશ્મન થઇ ગયો. હું સમજદાર હતી. મેં પહેલાથીજ એક તેજદાર છરો હાથમાં લઇ લીધો. તેના પ્રતાપે તે મારી નજીક આવી શક્યો નહિ. જો હું એવું ન કરત તો તે મારો પણ જીવ લઇ લેત અને તે છોકરીની પેઠે ત્યાં દાટી દેત, ખેર, જ્યારે તેનો કાંઇ પણ ઉપાય ન ચાલ્યો, ત્યારે તેણે ખાવામાં નિસ્સાવાળી ચીજ મેળવી દીધી, જેથી કેટલાક કલાકના માટે હું ગાંડી થઇ ગઇ. જ્યારે ભાન આવ્યું ત્યારે જોયું તો આ ગાંડાની હોસ્પીટલમાં પડેલી જોઇ. દોઢ

વરસ થઇ ગયું, તથાપિ હજી હું આહીં પડી છું. આ મારા દુઃખની વાત છે. ”

ગુલબદન—“ ઓહ, બેશક દુઃખની વાત છે. ”

દીલારા—“ તેથી વધુ દુઃખની વાત બીજી કઇ હોય ? ”

ગુલબદન—“ બહેન દીલારા, શું આહીંથી હું અને તું નાશી શકીએ નહિ ? ”

દીલારા—“ એ વિચાર આપણા મનમાંથી કાઢી નાખો. આહીંથી નીકળવું મુસ્કેલ છે, હાં તમે તો બતાવો કે તમે કેવી રીતે આહીં આવ્યા ? ”

ગુલબદને પોતાની વાત પણ કહી સંભળાવી કેટલાક લાંબા વખત સુધી બંને બેઠી બેઠી વાતો કરતી રહી, વધુ રાત ગઇ જાણીને તે ઓરડામાં બંને જણીઓ સુઇ ગઇ. ગુલબદનના મોટા ઓરડામાં સુવાથી તેને ભારે આરામ મળ્યો, બંને અનાયાસે એક બીજાની સાહેલીઓ બની ગઇ.

વાંચક ! સમજી ગયા હશો કે, દીલારા સાથે દોસ્તી કરવાવાળો શીકારી પોષાકવાળો કોણ જુવાન હતો ! ન સમજ્યા હોતો હવે સમજી લેજો. તે શેતાનનો દીકરો જમશેદ હતો. તથાપિ તેની ખબર તે બંને જણાને નહોતી, કે એમો બંનેને મુશીબતમાં નાંખનાર એકજ શેતાન હતો.



# પ્રકરણ ૧૪ મું.

---

## યા ખુદા ! બચાવ !

"કીસ્મતકી કમનસીબીકે સવ્વાદ કયા કરે
સિરપર ગીરે પહાડ તો ફરિયાદ કયા કરે."

ગુલબદનને દીલારાની દુઃખ ભરી વાત સાંભળીને ભારે તાજુબી ઉપજી તથાપિ ગુલબદનની વાત કાંઇ થોડી દુઃખદાયક નહોતી.

ગુલબદન—"હું તો કોઇને કોઇ રીતે જરૂર નીકળી જઇશ."

દીલારા—"બહેન એવી ઉમેદ તો નથી."

ગુલબદન—"વખત વીતાવી રહી છું, તથાપિ જોગ મળ્યેથી રફુચક્કર થઇ જઇશ."

દશ દિવસ વીતી ગયા, તે દશ દિવસ ગુલબદન જન્મ ભર ભૂલશે નહિ, જો તેને દિલારા મળી જાત નહિ તો તે જરૂર ગાંડી બની જાત.

સાંજના વખતે જમશેદ આવ્યો, ડૉક્ટરના ઓરડામાં જઇને તેણે લાંબા વખત સુધી વાતચીત કરી. વાતો કરતા કરતા આઠ બજી ગયા. ગુલબદનને મુલાકાતના માટે બોલાવવામાં આવી, તેની સાથે એકાંતમાં વાત કરવાના માટે જમશેદ તેના ઓરડામાં ગયો અને રખેવાળ બાઇને દુર કરીને તેણે કહ્યું—"કેમ હવે દુરસ્ત થઇ ગઇ. હજુ પણ સારૂં છે, માની જા." ગુલબદનના ખૂબસુરત ચહેરામાંથી ધિક્કાર વરસી રહ્યો હતો.

ગુલબદન—( ગુસ્સાથી ) " હું તમારી વાત કદિ પણ માનીશ નહિ. મને તમારા ચહેરા તરફ ધિક્કાર છે. આથી વધુ બીજું તમે કરી પણ શું શકો છો? મને ત્રાસ આપીને તમે સારૂં કીધું છે. એકદમ તમે તમારૂં કાળુ મોહું લઇને તુરતજ ચાલ્યા જાઓ. હુ તો આહીં મરવા માટે તૈયાર છુ."

જમશેદ—( હસીને ) " બહુજ સારૂં, તારા મરવાના માટે આ જગા બહુ સારી છે"

ગુલબદન—( તિરસ્કારથી ) " જેટલી ઉતાવળેથી જઇ શકાય તેટલી ઉતાવળેથી તમે મારી સામેથી ચાલ્યા જાઓ."

જમશેદ—( સલામ કરીને ) " જુઓ, આ છેવટનો મોકો છે. ખુબ સમજી લ્યો." એમ કહીને જમશેદે ઘંટડી વગાડી, ગુલબદન કાંઇ પણ બોલી નહિ, વૃદ્ધ ડોશી રખેવાળે આવીને કહ્યું—" શું હજુ સારી થઇ નથી?"

જમશેદ—" તે સારી ન થઇ તે માટે મને ભારે અફસોસ થાય છે."

ડોશી—" બેશક હોવું જોઇએ."

જમશેદ—" ડૉકટર મને સર્ટીફીકેટ ન આપત તો હું સમજત કે તે ગાંડી નથી." એવી રીતે એ બંન્ને જણા બારણામાં ઉભા ઉભા વાતો કરી રહ્યા હતા. ગુલબદન ધીરે ધીરે ફાટકથી ખડકીની પાસે પહોંચી કે જે તરફથી જમશેદ આવ્યો હતો. પહેલા તો તે પોતાના મનમાં ડરી, તે પછી આસ્તેથી ખડકી ખોલીને અંધારી સડક ઉપરથી નાઠી. તે બેભાન અવસ્થામાં દોડી જતી હતી, તેને ખ્યાલ નહિ હતો કે તે કયાં જાય છે. હવે તેની પાછળથી અવાજ પણ

થવા લાગ્યો. ગુલબદન મનમાંને મનમાં કહી રહી હતી--" યા ખુદા મને તે પાપીના પંજામાંથી બચાવ "

ગુલબદન એકદમ દોડી રહી હતી, હવે તેને અવાજ સાફ સાફ સંભળાવા લાગ્યો. મશાલોની રોશની બધી જગાએ ફેલાઈ રહી હતી. ગુલબદન મનમાં કહેતી હતી--" આહા! પવન પણ કેવી સારી ચીજ છે. આ મંદમંદ પવન આટલા દિવસ પછી મારા શરીરને કેવો સારો લાગે છે ! "

પીછો પકડનારા એટલા નજદિક આવી ગયા હતા કે, ગુલબદને તેનો અવાજ ઓળખી લીધો. જમશેદ બીજવાઇ રહ્યો હતો. " આ તરફ ગઇ છે, પગના નિશાન સાફ દેખાય છે. દોડો, ચાલો. "

હવે આગળ ખુબ લાંબા લાંબા ઘાસથી ઢંકેલો રસ્તો મળ્યો. તે જોઇને માણસો ઉભા રહ્યા, કેમકે તેને પગના નિશાન નહિ મળતા હતા. ગુલબદન પણ ઉભી રહી અને પાછી ફરીને જોવા લાગી, તે માણસો બહુજ નજદિક આવી ગયા હતા.

" યા ખુદા ? બચાવ ! " એમ કહીને ગુલબદન આગળ નીકળી કે તેનું માથું ફરવા લાગ્યું. ખુદાની કૃપાથી તે લથડીઆ ખાતી એક કોતર જેવામાં જઇ પડી. આસપાસના લાંબા ઘાસે તેને સંતાવામાં ભારે મદદ કરી. તે ત્યાં પડી રહી. હવે શોધ કરનારા પણ તેની પાસેથી જઇ રહ્યા હતા. તે માણસો શોધતા શોધતા બહુજ આગળ નીકળી ગયા. હવે ગુલબદન પોતાની જગાથી ઉઠી આસમાનની તરફ હાથ ઉંચા કરીને કહેવા લાગી--" મારા અલ્લાહ તેં મને બચાવી, હું તારો કેવી રીતે ઉપકાર માનું ! " એમ કહીને ગુલબદન ચાલી. તે એવા રસ્તેથી જતી હતી કે જે રસ્તા ઉપર બહુજ થોડા

માણસો ચાલ્યા કરતા હતા. ખુશી થતી થતી તે રેલ્વેની સડક ઉપર પહોંચી ગઇ, એક લારી ગાડી પણ એક બાજુથી આવતી હતી. જે ઉપર એક બુઢો લેન ઇન્સ્પેક્ટર બેઠો હતો.

ગુલબદન—" તમારો ભારે ઉપકાર થશે, જો મને ગાડી ઉપર બેસાડો તો. " લેન ઇન્સ્પેક્ટર ભલો માણસ હતો, તેણે ગુલબદનને ગાડી ઉપર લઇ લીધી, થોડી વાર પછી ગુલબદને પુછ્યું.

ગુલબદન--" હવે તો નજદિક પહોંચી ગયા હશુંને ? "

લેન ઇન્સ્પેક્ટર--" હા આ બાજુ જુઓ, આ શહેર નજરે પડે છે. તમે કયાં જશો ! "

હજુ વાત પુરી થઇ :નહોતી કે એક ઘોડાગાડી વેગમાં દોડી આવતી જોઇ. ગુલબદન તેને જોતાંજ પીળી પડી ગઈ.

ગુલબદન--( ખીજાઈ જઇને ) " ખુદાના માટે મને બચાવો. "

લેન ઇન્સ્પેક્ટર--( ગાડી હોવાની શંકાથી ) " કેમ શું છે. ? "

ગુલબદન--" મારો દુશ્મન મને પકડી લેશે. માટે મને બચાવો અગર મારી નાખો. લેન ઇન્સ્પેક્ટરે ગુલબદનની ભોળી ભલી પ્યારી સુરત જોઇ, કે જેના ઉપર ડરની છાયા પડી હતી.

લેન ઇન્સ્પેક્ટર--"તમને જે દુઃખ હોય તે મને સાફ કહો."

ગુલબદન--(ગભરાઇ જઇને) "મને બચાવો અગર મારી નાખો."

એટલામાં ગાડી પહોંચી ગઇ. જમશેદે ઉતરીને ગુલબદનને કહ્યું, " કહે છેવટે પકડાઇ ગઇને ? ખુદા ભારે મહેરવાળો છે. "

ગુલબદન—" મને બચાવો, તેનો વિશ્વાસ કરો નહિ."

જમશેદ—(લેન ઇન્સ્પેક્ટરને) "જનાબ! તે ગાંડાની હોસ્પીટલમાંથી નાશી આવી છે. મને સોંપી દો, હું તેને લઇ જાઉં."

ગુલબદન—"હવે હું તે ગાંડાની હોસ્પીટલમાં નહિ જાઉં."

જમશેદ-(લેન ઇન્સ્પેક્ટરને) "જુઓ, તે પોતેજ ત્યાંનું રહેવું કબુલ કરે છે."

લેન ઇન્સ્પેકટર—"બેશક, આપ તેના ભલાની ખાતર લઇ જાઓ છો, તથાપિ તે તો અહીંથી મરી ટળવાનું કહે છે."

જમશેદે ગુલબદનનો હાથ પકડીને જોરથી આંચકો માર્યો. ગુલબદન બેહોશ થઇને તે ચાંડાલના પગ પાસે જઇ પડી.



# પ્રકરણ ૨૫ મું.

## ગુલબદન બચી ગઈ.

" ન કર સય્યાદ પીછા ઉસ શિકારે જખ્મ ખુરદહ કા;
ઉસે તો આપ હૈ દુશવાર ઉડના બૈઠના ચલના. "

ગુલબદનને ઉઠાવી લેવી એ જમશેદના માટે કાંઈ ભારે કામ નહોતું, તેણે તેને ઉઠાવીને ગાડીમાં રાખી અને ગાડી હાંકી મૂકી.

આ તરફ બિચારા લેન ઇન્સ્પેક્ટરને ભારે ગ્લાની ઉપજી. તેણે પાકો ઇરાદો કરી લીધો કે, પાછા ફરતી વખત ગાંડાની હૉસ્પીટલમાં જાઉં અને તે ગયો પણ ખરો. તથાપિ ત્યાં ગુલબદન મળી નહિ, હવે તેને ભારે ગ્લાની ઉપજી. તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો—" હાય, તે બિચારીને મેં તેને હવાલે શા માટે કરી ? માલુમ પડે છે કે, તે ગાંડી નહિ હતી. "

ચાલતી વખત લેન ઇન્સ્પેક્ટરે સાંભળ્યું કે, વીશ વરસની એક બીજી સ્ત્રી પણ નાશી ગઇ છે. ગુલબદનની પાછળ જ્યારે બીજા માણસો દોડયા હતા તે વખતે લાગ જોઇને તે પણ નીકળી ગઇ હતી.

વાંચકો જાણી ગયા હશે કે, આ નાસનારવાળી ઓરત દીલારા સિવાય બીજી કોઇ નહોતી.

જમશેદે જોયું કે, ગુલબદન હોશમાં આવી ગઇ છે. હોશમાં આવતાની સાથે ગુલબદન ગાડીથી કુદવા લાગી. તથાપિ જમશેદે તેને પકડી લીધી. તે બોલ્યો.

જમશેદ—"પ્યારી ગુલબદન ! શું તું દુઃખ સહન કરીને મને પણ દુઃખ દેવા માગે છે ?"

ગુલબદન—"તમે મારી સાથે બોલો નહિ."

જમશેદ—"જો તારી ઇચ્છા અહીં શાદી કરવાની ન હોય તો તને અરબસ્તાન લઇ જાઉં, ત્યાં ગયા પછી મારી સાથે શાદી કરજે."

ગુલબદન—"તમે ભલે જહાનમમાં જાઓ તથાપિ હું મારી ધારણાથી ફરીશ નહિ."

જમશેદ—"વારુ, તો હું પાછો તને ગાંડાની હૉસ્પીટલમાં લઇ જાઉં ?"

ગુલબદન—(રોઇને) "નહિ, નહિ, બીજું જે દુઃખ આપવું હોય તે આપી લ્યો. તથાપિ ત્યાં લઇ જાઓ નહિ. ત્યાંનું દુઃખ મારાથી સહન થતું નથી."

જમશેદ—"ત્યારે મારી સાથે સીધી રીતે શાદી કર."

ગુલબદન—"એ નહિ બની શકે, તમારી સાથે શાદી નહિ કરૂં."

જમશેદ ચુપ થઇ ગયો. ગાંડાની હૉસ્પીટલમાં નહિ જાતાં પહેલાં તે પોતાને ઘેર ગયો. વૃદ્ધ ક્રોધને કાંઇક કહ્યું, તે પછી ત્યાંથી પાછો ફરીને નદીના કાંઠે ગયો અને મુંબઈ જવાના માટે તેણે એક વહાણ ભાડે કર્યું.

એ વહાણ બરેલીથી મુંબઇ સુધી બરોબર આવજા કરતું હતું. વહાણ એક નહાની મોટી આગબોટ જેવું હતું. જમશેદે એક એકાંત ઓરડીમાં ગુલબદનને બેસાડી અને પોતે ઓરડીના બારણા વચ્ચે બેઠો,

બિચારી ગુલબદન મનમાં ને મનમાં મુંઝાઇ રહી હતી. કેટલાક દિવસ સુધી સફર કર્યા પછી મુંબઇના બંદર ઉપર વહાણ પહોંચ્યું વહાણથી ઉતરવા પછી ગુલબદને ઇચ્છયું કે શોર બકોર કરૂં, તથાપિ શૈતાન જમશેદ પહેલાથી સમજી ગયો. તેણે ગુલબદનને સર્ટિફીકેટ બતાવીને કહ્યું કે, "જો તું જરા પણ તોફાન કરીશ, તો તુરતજ આ સર્ટિફીકેટથી ગાંડાની હૉસ્પીટલમા મોકલી આપીશ."

ગુલબદન ચુપ ચાપ આગબોટ ઉપર સ્વાર થઇ ગઇ, સવારના વખતે આગબોટ મુંબઇ બંદરથી સમુદ્રના મોજાઓને વટાવતી આગળ ચાલી.

સમુદ્રનાં ઉંચા ઉંચા મોજા જોઇને ગુલબદન ગભરાવા લાગી. તેના મનમાં થયું કે, આ મોજા મને ડુબાડીને મારી નાખે તો બહુજ સારૂં થાય. હું આ શૈતાનના હાથથી બચી જાઉં.

સમુદ્રના મોજા ઉછળી રહ્યા હતા અને પવન ઝપાટા બંધ વાઇ રહ્યો હતો. એકાએક કોણ જાણે શું કારણે આગબોટ બંધ થઇ ગઇ. બધા કોચવાવા અને કહેવા લાગ્યા કે,"આગબોટનું તળીયું ફુટી ગયું." આગબોટ ડુબવા લાગી. જમશેદથી ગુલબદન પહેલાથીજ છુટી પડી ગઇ હતી. તે કારણે જમશેદને ડુબતી વખત મિત્ર તો શું? દુશ્મન પણ નજરે પડયો નહિ. આગબોટ ડુબી ગઇ. જમશેદ પણ ડુબી ગયો. બિચારી ગુલબદન ખુદાની મહેરબાનીથી માંડ માંડ બચી જવા પામી હતી.



# પ્રકરણ ૧૬ મું.

## ગુલબદન ફોઇને ઘેર.

" તેરા વસ્લ હો ખાહિશે દિલ યહી હૈ,
મુહબ્બત કા ઉલ્ફતે કા હાસિલ યહી હૈ."

ગુલબદન સમુદ્રના કિનારા ઉપર બેહોશ પડી હતી, તેની પાસે એક નવજુવાન ઉભો હતો.

વાંચક, આ નવજુવાન જમશેદ નહિ હતો, તે તો ક્યારનો સમુદ્રનો ભોગ બન્યો હતો. આગબોટના મરી ગયેલા માણસોના લીષ્ટમાં જમશેદનું નામ પણ લખ્યું હતું. ત્યારે આ નવજુવાન કોણ હશે ? એ ગુલબદનનો જુનો આશક સફદરજંગ હતો, જે ગુલબદનના તરફ બેહદ પ્રેમ કરતો હતો.

કેટલાક કલાક સુધી સફદરજંગે બેહોશીની દવા કરી ત્યારે ગુલબદન હોંશમાં આવી. તેણે પોતાની સામે સફદરજંગને જોયો. જમશેદની જગાએ સફદરજંગને જોઇને તેને ભારે નવાઇ લાગી.

ગુલબદન—" શું હું સ્વપ્નું જોઇ રહી છું કે તમે ખરેખર સફદરજંગ છો ? "

સફદરજંગ—" તમે સ્વપ્નું નથી જોઇ રહ્યા, હું ખરેખર સફદરજંગ છું. "

ગુલબદન—" તમે આહીં ક્યારે આવ્યા ? "

સફદરજંગ—( મોઢું ફેરવીને ) "તમારી શોધમાં મારી તબીઅત ખરાબ થઇ ગઇ. છેવટ એ સલાહ મળી કે, હવે અરબમાં જઇને કેટલોક વખત ખુદાની બંદગીમાં વીતાડવો, આગબોટ ડુબતી વખતે મેં જોયું કે, એક છોકરી મોજામાં પડીને ડુબી રહી છે. તમે જાણો છો ખરા કે, મને બચપણુમાંથી તરવાનો ભારે શોખ છે. મેં તરીને તમને બચાવ્યા. જ્યારે તમે મોજામાં પડ્યા હતા. ત્યારે હું જાણતો નહોતો કે, તમે છો, તથાપિ જ્યારે હું તમને આ ભયંકર આફતથી બહાર કાઢી લાવ્યો ત્યારે માલુમ પડ્યું કે, ખુદાએ મારી મહોબ્બત અને મહેનતનો બદલો દીધો છે."

ગુલબદન—"હું તમારા શુક્રિયા અદા કરૂં છું."

તે પછી રેલ્વેની ટિકિટ લઇને સફદરજંગ ગુલબદનને લઇને પોતાના દેશમાં ચાલ્યો આવ્યો. ગુલબદને પોતાની કાંઇ પણ હકીકત સફદરજંગને કહી નહિ, સફદરજંગે પણ તેને કાંઇ પૂછ્યું નહિ."

વાંચક, આ મફતનો કજીઓ ગુલેનારે નાંખ્યો હતો, તથાપિ સફદરજંગ હજુ પણ ગુલબદન સિવાય કોઇ બીજીને ચાહતો નહોતો. તેણે ગુલબદનને કોઇ વાત તે કારણે નહિ પૂછી કે, ગુલેનાર પાસેથી તે સાંભળી ચુકયો હતો કે, "જો સફદરજંગ મારી પાસે ન આવે અને મને ન બોલાવે તો ભારે મહેરબાના થાય."

સફદરજંગે ચાહ્યું કે, ગુલબદનને તેના ઘેર મોકલી દઉં. તથાપિ તેણે ઘરે જવાની ના ખુશી બતાવી. તેણે કહ્યું: ત્યાં મારી તબીઅત સારી નહિ રહે. ભલે ફોઇને ત્યાં મોકલી આપો. સફદરજંગે તેને ફોઇને ત્યાં મોકલાવી દીધી.

ગુલબદનની ફોઇ તેને જોઇને તલખી તલખીને રોવા લાગી. ગુલબદન પણ તેના ખોળામાં માથું મુકીને ખુબ રોવા લાગી. તે પછી તેણે પોતાની બધી હકીકત જણાવી.

ગુલબદનને એ હફતામાં કાંઇક આરામ મળ્યો, તે પોતાના દુઃખોને પણ યાદ કરવા લાગી. કદી તે વિચારતી હતી-" જમશેદ મરી ગયો. સારૂં થયું તે બહુજ ઉતાવળે પોતાના કીધેલા કર્મનું ફળ પામ્યો. " પાછી વિચાર કરતી હતી કે-" મને કોઇના મરવા ઉપર ખુશી થવું ન જોઇએ. ભલે તે મારો દુશ્મન પણ કેમ ન હોય! એ ખુદાની મહેરબાની થઇ કે, તેણે મને બચાવી અને તેને મારી નાંખ્યો."

\+ + * + +

વાંચકોની ઓળખાણવાળા તેના તે વકીલ પાછા આવ્યા, કે જે એક વખત સફદરજંગની સાથે વાતો કરતા હતા, તેણે કાંઇક કાગળો વંચાવ્યા અને કહ્યું કે, ગુલબદનનું મકાન વિગેરે સફદરજંગના કરજમાં દબાયું છે. તે સાંભળીને ગુલબદન રોવા લાગી, તથાપિ બીજે દિવસે આવીને સફદરજંગે ગુલબદનને સમજાવી અને વકીલને બહુજ ઠપકો આપ્યો. સફદરજંગે પોતાના મનમાં વિચારી લીધું હતું કે, ગુલબદનને શાદીના માટે કદી કાંઇ પણ કહું નહિ. તથાપિ તેનાથી રહેવાયું નહિ, તે બોલ્યો:—

સફદરજંગ—" ગુલબદન! જો ખુદાએ ઇચ્છયું તો હું તમને દુનિયાના તોફાનોથી હંમેશા બચાવ્યા કરીશ. વ્હાલી તમે મને દીલો-જાનથી વ્હાલી છો, તમે મારો જીવ અને માલની માલીક છો.

હું તમાથી બહુજ ખુશી છું. શું હજુ પણ તમે મારી સાથે શાદી કરવાનો ઇન્કાર કરો છો ? "

ગુલબદનના ચહેરા ઉપર જાણે ગુલાબ ખીલી ઉઠયો હોય ? તે બોલી:—

ગુલબદન—" સફદરજંગ ! શું તમને નથી માલુમ કે, મારે પિતાજીના મરણનો શોક વરસ દિવસ સુધી રાખવો જોઇએ ? "

વૃદ્ધ ફોઇએ સફદરજંગના કાનમાં કાંઇ કહી દીધું, જેથી તે એ વખતે ચુપ થઇ ગયો.



## પ્રકરણ ૧૭ મું.



### ગુલબદન પોતાને ઘેર.



"હમકો ઉનસે વફાકી હૈ ઉમ્મીદ,
જો નહીં જાનતે વફા ક્યા હૈ."

કેટલાક દિવસ પછી ગુલબદન પોતાના ઘરે આવી, સાથે તેની વૃધ્ધ ફોઇ પણ હતી, ગુલેનાર અને રજીઆને તેનું આવવું સારૂં લાગ્યું નહિ.

ગુલેનાર અને તેની મામાં વાતો થવા લાગી.

ગુલેનાર—"મા! જુઓ તે કમબખ્ત ડોશી પણ આવી છે."

રજીઆ—"દીકરી, બે ખાનદાનોને એક ઘરમાં રહેવું બની શકતું નથી. જો ડોશી મને જવાનું કહેશે ત્યારે તો હું જઇશ. ત્યાં સુધી તો હું નહિ જાઉં."

રજીઆનો વિચાર ઠીક હતો, ગુલબદન અને તેની ફોઇમાં પહેલાથી તે મતલબની વાત થઇ હતી. ગુલેનાર ગુલબદનના ઓરડામાં ગઇ. ગુલબદન શોકના કાળા લુગડા પહેરીને બેઠી હતી.

ગુલેનાર—"મેં તમને જે કહ્યું હતું તે ઉપર તમે કાંઇ ખ્યાલ કીધો?"

ગુલબદન—"નહિ."

ગુલેનાર—"જ્યારે તમે મને કહ્યું હતું કે, હું ફરવા જાઉં છું તે વખતે તમારી સાથે જમશેદ પણ હતા ને! તે દિવસથી તે

પણ ગેબ થઇ ગયા છે. હું સમજતી હતી કે, ખસુસ તમારા બેમાં લડાઇ થઇ ગઇ છે. તમને જમશેદની કાંઇ ખબર છે ? "

ગુલબદન—" નહિ. "

ગુલેનાર—" ચૌદ દિવસ થયા તેના મકાન ઉપર આગબોટથી મરી ગયેલા લોકોના કાગળો આવ્યા હતા તેમાં તેનું પણ નામ હતું. બુડવાવાળી આગબોટ મુંબઇની હતી અને અરબસ્તાન જતી હતી."

ગુલબદનને એ વાત સાંભળવાથી કાંઇ પણ અફસોસ થયો નહિ, તેના ચહેરા ઉપર અફસોસની કોઇ નિશાની ન જોવાથી ગુલેનારને ભારે તાજુબી ઉપજી.

બીજે દિવસે સવારે ઉઠીને ગુલબદને પોતાના પિતાનો શોક ઉતાર્યો. અને કાળાં કપડાં ઉતારીને રાતાં કપડાં પહેર્યાં.

સફદરજંગ રોજ ગુલબદનને મળવાને માટે આવતો હતો, તથાપિ ગુલબદન તેને મળતી નહોતી, તેને મળતી નહિ જોઇને ગુલેનાર ભારે ખુશી થતી હતી.

કાસીમનો શોક પુરો કરીને ગુલબદને સફદરજંગ સાથે મુલાકાત કરી. તે જોઇને ગુલેનાર સળગી ઉઠી. ગુલેનારે બહુજ વિચાર કરીને એક વાત નકી કરી કે, જે વખતે બંને જણા મુલાકાત કરે તે વખતે તેના ઓરડામાં બેસવું જોઇએ. જેથી તેઓ અંદરો અંદર મહોબતની વાતો કરી શકે નહિ. તેણે ફકત વિચાર્યું જ નહિ બલકે કીધું પણ તેમજ.

સફદરજંગ ગુલેનારની સાથે પણ વાતો કરતો હતો તથાપિ તેનું ધ્યાન હંમેશાં ગુલબદનની વાતો તરફ રહેતું હતું. સફદરજંગ

ગુલબદનને એકલી પોતાની પાસે રાખવાના માટે કોઇ કોઇ વખત ગુલેનારને કાઇને કોઈ બહાનાથી બહાર મોકલી દેતો હતો. માશુકનું કહ્યું માનીને ગુલેનાર પણ ત્યાંથી ચાલી જતી હતી.

એક દિવસે ગુલેનારને એકાંતમાં જોઇને સફદરજંગે કહ્યું.

સફદરજંગ—“ તમે ગુલબદનને કહી દયો કે, હવે તે મારી સાથે શાદી કરી લ્યે. ”

ગુલેનાર—“ શું તમને અને તેને એટલી બધી ભારે મહોબત થઇ ગઇ છે ? ”

સફદરજંગ—“ ગુલેનાર ! અમે એક બીજાને જીવથી પણ વધુ ચાહીએ છીએ. ” સફદરજંગની આ વાતે ગુલેનારના મનમાં ખંજરનું કામ કર્યું, તેણે કાંઇ જવાબ આપ્યો નહિ.

સફદરજંગ—“ ગુલેનાર ! તું જે કામના માટે પહેલા કોશીશ કરતી હતી, તે થઇ ગયું; હવે તું મને મુબારકબાદી આપ. ગુલબદને મારી દરખાસ્ત મંજુર કરી લીધી. આ વખતે મારાથી મહદ ભાગ્યશાળી આ દુનિયામાં બીજું કોણ હોય ? ”

ગુલેનારના ચહેરાનો રંગ ઉડી ગયો. સફદરજંગે તેનો જરાપણ ખ્યાલ કીધો નહિ, તે મોઢું ફેરવીને પોતાના ઘેર ચાલ્યો ગયો. અને ગુલેનાર પોતાની મા પાસે ગઇ.

મા—“ ગુલેનાર ! તેં કાંઇ સાંભળ્યું ? ”

ગુલેનાર—“ સાંભળી લીધું, તે થઇ ગયું, ગુલબદન સફદરજંગ સાથે શાદી કરશે. તથાપિ એક વાત છે મા, જ્યાં સુધી તેની શાદી થઇ જાય નહિ ત્યાં સુધી હું આશા છોડીશ નહિ. ” એમ કહીને ગુલેનાર પોતાના ઓરડામાં ગઇ અને અંદરથી તાળું દઇ લીધું, અને—

" કિસ મુબતિલાકો હાય મુજે બદદોઆ લગી,
ઉસ શોખ ચશ્મસે જો મેરી આંખ જા લગી;
રોનેસે એક પલ નહીં ફુરસત ફિરાક નહીં,
યહ આંખ કયા લગી મેરે પીછે બલા લગી. "

એમ કહીને પથારી ઉપર પડી ગઇ અને મોઢું ઢાંકીને હુસકા ભરી ભરીને ખૂબ રોવા લાગી. તેનું મન હારી ગયું, તેને તે ખ્યાલ રહ્યો નહિ કે, તે કેટલો વખત સુધી તેવી હાલતમાં પડી રહી. જ્યારે ખાવાના માટે રસોઇ પકાવનારી બાઇએ બોલાવી ત્યારે તે ચોંકીને ઉઠી અને પાસે ટાંગેલા મોટા આઇનામાં મોઢું જોયું, ચહેરો ઉતરી ગયેલો અને આંખો લાલ હતી.

રસોઇ પકાવનારી બાઇ—" શું આપ બિમાર છો ? "

ગુલેનારે મનમાં જરૂર કહ્યું હશે કે, " હાં ઇશ્કની બિમારી છે. " તથાપિ ઉપરથી વાત બનાવીને ગુલેનારે કહ્યું—" નહિ, બિમાર તો નથી. " એમ કહીને પોતાની દિલગીરી છુપાવવાને માટે ગુલેનાર જોરથી હસી પડી. ચાલાક ગુલેનારે વિચારી લીધું કે, લોકોની સામે ખાતી વખત હું બનાવટી ખુશી બતાવું. જેથી ગુલબદન મારી ચાલાકી જાણી જાય નહિ.

ખાતી વખત આજે સફદરજંગ પણ ખાવા આવવાનો હતો. ગુલેનારે મનમાં કહ્યું—" સફદરજંગ ! તમને મન ચોરી લેવાની સતા છે. તમે મને રોવડાવી શકો છો, તેમ હસાવી પણ શકો છો. તથાપિ જુઓ, આજ હું તમારી સામે રહીને પણ દિલગીરીયુકત નહિ રહું."

## પ્રકરણ ૧૮ મું.



### આશક અને માશુક બગીચામાં.



" કહતે હૈં જબ્ર કરનેકો માંગ ફ્ગાં કે હે,
દુશ્મન મેરે છેડે હુએ સારે જ્હાંકે હે. "

ગુલેનાર ખાવાના ઓરડા તરફ જતી હતી તે વખતે તેને ગુલ-બદન મળી. ગુલબદનનો ચહેરો ખુશીથી તેજ કરી રહ્યો હતો, જેથી તેની સુંદરતા ચાર ગણી થઇ ગઇ હતી. તે દોડીને આવી અને ગુલે નારના ગળામાં હાથ નાંખીને કહેવા લાગી.

ગુલબદન–"બહેન ગુલેનાર ! શું હું બહુજ ખુશી જણાઉંછું ?"

ગુલેનાર—" હાં હાં કેમ નહિ, સફદરજંગ સાથે તમારી શાદી થવાની છે ને?"

ગુલબદન—" હાં, શું તમે મારી ખુશાલીમાં ખુશી નથી ?"

ગુલેનાર—" કેમ ? મને કેમ ખુશી નહિ ?"

ગુલબદન—" મારો કાંઇક એવો ખ્યાલ હતો કે, ગુલેનાર! મને સારી રીતે યાદ છે કે, તમે કોઇ વખતે સફદરજંગને ચાહતા હતા."

ગુલેનાર—( ગુસ્સાથી ) " હું નથી જાણુતી કે, તમારા મનમાં એ બેહુદો ખ્યાલ ક્યાંથી પેદા થયો ! "

ગુલબદન—( બે પરવાઇથી ) "વાહવાહ, કેમ તમે નથી જાણુતા, કે સફદરજંગે મને તમારી નીસબત કીધી હતી ?"

ગુલેનાર—" મને માલુમ નથી શું કીધું હતું ? "

ગુલબદન—( ખુશ મીજાજથી ) " વાહ ભારે મજાની વાત થઇ મને તો તે વાતનો ખ્યાલજ છે."

ગુલેનાર—" હશે."

ગુલબદન—" તે મને કહેતા હતા કે, જો તું મને મળત નહિ તો હું તારી બહેન ગુલેનાર સાથે શાદી કરી લેત." ગુલેનાર કાંઇ બોલી નહિ કેટલાક વખત સુધી બંને ચુપ રહી. ગુલાબના બાગમાં પવનની હળવી હળવી લહેરો બંનેના નાજુક શરીર ઉપર આવી રહી હતી."

ગુલેનાર—" શું એ વાત સાચી છે ? "

ગુલબદન—" હાં, તેણે એમ કહ્યું હતું, જે હું હમણાં કહી ચૂકી છું, તથાપિ હમણા તો તમે જુઓ છો કે, તે મને આખી દુનિયાથી વધુ ચાહે છે."

ગુલેનાર—" હાં, જો તેને તમારી મુલાકાત ન થાત તો તે-મને પણ તેવી રીતે ચાહત, ગુલબદન ! શું તેણે એમ પણ કહ્યું હતું કે, જો તમે મરી જાઓ તો હું........."

ગુલબદન—( તેના તરફ તાજુબીથી જોઇને ) " તમે મરવાનું કહ્યું ? કેવો અણઘટતો ખ્યાલ છે ? જુવાની, ઇશ્ક અને મહોબતના જમાનામાં ક્યાંઇ મોતનો પણ ખ્યાલ આવે છે ? "

ગુલેનાર પોતાની ભૂલ માટે પસ્તાવા લાગી, તેને ગુલબદન સાથે જુદાઇ થઇ ગઇ. તે જ્યારે એકાંતમાં રહેતી ત્યારે રોઇ

રોઇને કહેતી હતી કે, "જો ગુલબદન ન હોત તો તે મારી સાથે જરૂર શાદી કરત."

ગુલેનાર ઇશ્કના લીધે ગાંડી ઘેલી બની ગઇ, તેને દુનિયાનો ડર તો હતોજ નહિ. ખુદાનો ડર પણ જતો રહ્યો, અને જો તેને ખ્યાલ હતો તો તે ફક્ત એક સફદરજંગનો ? તે રાત્રી દિવસ એજ વિચાર્યાં કરતી હતી કે, "જો ગુલબદન મરી જાય તો તે જરૂર મને ચાહવા લાગે."

"જો ગુલબદન મરી જાય." એ કેવો ખોટો ખ્યાલ છે. હજુ તે પુરી જુવાન પણ થઇ નથી. તો પણ તે એવું વિચારે છે કે, જો જીવું તો સફદરજંગની બીબી બનીને."

શાદીનો દિવસ નકી થઇ ગયો, સફદરજંગે પોતાના દીવાનને કહ્યું—"શાદી એવી ધામધુમથી થવી જોઇએ કે, જેવી આજ સુધી આ શહેરમાં કોઇની શાદી થઇ ન હોય."

× × × × ×

એક દિવસે સાંજના સફદરજંગ ગુલબદનના ઓરડામાં બેઠો બેઠો ખાઇ રહ્યો હતો. ગુલબદન અને ગુલેનાર પણ બેઠી બેઠી ખાઇ રહી હતી.

સફદરજંગ—"ઇન્શા અલ્લાહ ! ત્રણ હપ્તા બાદ ગુલબદન ! હું તમને મારી વ્હાલી બીબી બનેલી જોઇશ." ગુલેનારના શરીરમાં ખંજર વાગ્યું હોય તેવું થયું, તે નાગણીની પેઠે નિશ્વાસ નાખીને રહી ગઇ.

ગુલબદન—( જરા કંપાયમાન થઇને ) " તમે એવી રીતે કહો છો, તથાપિ મને વિલંબ માલુમ પડે છે."

સફ્દરજંગ—" પ્યારી તું કેમ ડરે છે? હવે મને અને તને કોણ જુદા કરી શકે તેમ છે? કોઇનામાં પણ એ તાકાત નથી."

ગુલબદન—" મોત અથવા બદનશીબ. મને તમને કહેતા શરમ ઉપજે છે, હરવખત મારા મનમાં એવો ખરાબ ખ્યાલ પેદા થાય છે." એમ કહીને ગુલબદન ત્યાંથી ચાલી ગઇ અને માણુસો પણ ખાણું ખાઇને ચાલ્યા ગયા, ધીમે ધીમે દિવસો પણ વીતી ગયા. હવે ફક્ત એકજ દિવસ ગુલબદનની શાદીને બાકી રહ્યો, વાંચક હ્યો, તે દિવસ પણ આવી ગયો. આજ ગુલબદન બહુજ બની ઠનીને તૈયાર થઇ અને બગીચામાં ચંદ્રમાંના ઉજવળ પ્રકાશમાં આકાશના તરફ જોવા લાગી. તે પછી ધીમે ધીમે ચંદ્રમાંની સામે તેણે પોતાની એક તાર કરેલી આંખો ભીડી દીધી. ચંદ્રમાંએ શરમાઇ જઇને પો-તાનું મોઢું વાદળોમાં સંતાડી દીધું. સાથે ફરતા સફ્દરજંગે નીચે લખેલ શેર કહયો, અને એક તરફથી બીજી તરફ હસતો હસતો ચાલ્યો ગયો. ગુલબદનના હોઠોમાં પણ હસતું આવી ગયું. સફ્દર-જંગે કહ્યું હતું.—

" રૂખે રૌશનકે આગે શમઅ રખકર વહ યે કરતે હૈ,
ઉધર જાતા હૈ દેખેં યા ઇધર પરવાના આતા હૈ. "

સફ્દરજંગે જે શેર કહયો તેની મતલબ દીપકની છે. તથાપિ તેણે તે વખતે ચંદ્ર અને ગુલબદનનો ચહેરો મેળવીને કહ્યું હતું. તે ગુલબદનનો આશિક હતો ગુલબદન તેના એ લહેજાથી પાણી

પાણી થઇ ગઇ. કાંઇક વખત પછી સફદરજંગ પાછો ફરીને આવ્યો અને ગુલબદન સાથે બોલ્યો.

સફદરજંગ—"વ્હાલી ગુલબદન! શું તને જમશેદની સાથે સાચી મહોબત નહોતી ?"

ગુલબદન—( શરમાઇ જઇને ) "નહિ, વ્હાલા, સાચું પુછો તો હું સ્કુલના જમાનામાં ઇશ્ક અને અસલી મહોબતથી બીલકુલ ના વાકેફ હતી, તે મારૂં બચપણ હતું." કેટલોક વખત પછી તે પાછી ફરીને બોલી—"માની લો કે, મારે તેની સાથે સાચી મહોબત હતી. અને જો તે જીવતા રહેત તો પાછા તમે મને ચાહત કે નહિ ?"

સફદરજંગ—"ચાહત, જરૂર ચાહત. કોઇ નાલાયક માણસ મારી બીબીને વાસ્તે હોય ખરો ?"

વાંચક, એ તરફ આ જુગલ જોડીને ચાંદનીના પ્રકાશમાં આનંદ કરતા દઇએ. હવે આ તરફ જોઇએ કે ગુલેનાર રોઇ રોઇને શું બકી રહી છે. આ વખતે તેના ચહેરા ઉપર ટપકતા આંસુ ચંદ્રમાંની રોશનીમાં મોતની પેઠે જણાતા હતા.

ગુલેનાર—( ધીરે ધીરે ) "જ્યાં સુધી તે બંને જણાની શાદી ન થઇ જાય ત્યાં સુધી હું કદિ પણ આશા તોડું નહિ: ગુલબદન હું તને જાણું છું. હજુ પણ તું તારા થનારા સ્વામીને હાથથી ખોઇ શકે છે."

એકાએક પાછળથી અવાજ આવ્યો.

"કદિ પણ નહિ, ગુલબદન છેવટમાં સફદરજંગની બીબી બનશે.

ગુલેનાર ! જ્યાં સુધી હું જીવતો રહીશ ત્યાં સુધી તું સફદરજંગની સાથે શાદી કરી શકીશ નહિ."

એમ કહીને એક ખુબસુરત જુવાન ગુલેનારની સામે આવીને ઉભો રહ્યો. તેણે કહ્યું—

" ગમકે પાછે રખનેકો ઘર ચાહિયે,
દિલકો મેરે લીજીયે ગર ચાહિયે;
બસ હૈ તેરી આંખ ઉઠા દેખના,
હમ પૈ તેરી નેક નજર ચાહિયે. "

ગુલેનાર—" હૈદર, તું પાછો મારી સામે આવ્યો ! તુને હું હજાર વાર કહી ચુકી છું કે, સ્વપ્નામાં પણ હું તારી સાથે શાદી કરીશ નહિ."

હૈદર—" હું જાણું છું, તથાપિ યાદ રાખજે તું જરૂર કોઇને કોઇ વખતે મને ચાહવા લાગશે. એક વખત એ હતો કે, ગુલબદન પણ સફદરજંગને ચહાતી નહોતી, તથાપિ હવે ચાહવા લાગી છે. જો હું સફદરજંગ સાથે તારી શાદી થવા દઉં નહિ તો તું પણ મને ચાહવા લાગે. તું ગુલબદન અને સફદરજંગની જોડીને અલગ કરવાની કોશીષ કરે છે, તો હું તેને મેળવવાની કોશીશ કરૂં છું, ચાલો જોઉં છું, આ કામ તારૂં છે તો એ કામ મારૂં છે. બંદગી, બંદા ચાલ્યા."

એમ કહેતા કહેતા હૈદર ગુલેનારની આંખોથી અલોપ થઇ ગયો.



## પ્રકરણ ૧૯ મું.



## કબરમાંથી નીકળેલો જમશેદ.



" જમીને ચમન ગુલ ખિલાતી હૈ ક્યા ક્યા
બદલતા હૈ રંગ આસમાં કૈસે કૈસે. "

વાત ગુલબદનની શાદીના ત્રણ દિવસ પહેલાની છે. અર્ધી રાતનો વખત છે, અરબસ્તાનથી પાછી વળેલી આગબોટમાં આગબોટના નોકર સિવાય બીજું કોઇ નહોતું. ફક્ત એક મુસાફર તેના ઉપર સ્વાર હતો. તે બિલકુલ ડર વિના આગબોટના ડેક ઉપર આમ તેમ ટહેલી રહ્યો હતો, અને ધીરે ધીરે કહી રહ્યો હતો કે, " કાલે હું બંદર ઉપર પહોંચી જઇશ. ત્યાં આરામ પણ મળશે. " એવી રીતે મેળ વગરની વાતો બકતો આખી રાત તે આગબોટના તખ્ત ઉપર ટહેલતો રહ્યો. કયારેક તારાઓને જોતો અને કયારેક સૂર્ય ઉગવાની અરજ કરતો હતો. આગબોટ મુંબઇ બંદર ઉપર બહુજ ઉતાવળે પહોંચી. તે માણસ આગબોટથી ઉતર્યો અને આજુબાજુ જોવા લાગ્યો. તે વખતે એક ઓરતે તેના ખંભા ઉપર હાથ રાખી દીધો.

ઓરત—" શું મેં મારા પતિના ખંભા ઉપર હાથ રાખ્યો છે ને? શું તમારૂં નામ જમશેદ છેને? "

વાંચક, આ કબરમાંથી નીકળેલો જમશેદ હતો. જેને આપણે મુડદું સમજ્યા હતા.

જમશેદ—( પાછું વાળીને જોઇને ) " હં, કોણ! દીલારા! મારી વ્હાલી તું ક્યાં છે ? "

દીલારા—" જ્યાં તમે ત્યાં. "

જમશેદ—" તુ ગાંડાની હોસ્પીટલમાંથી આહીં ક્યારે આવી ! "

દીલારા—" મારા નશીબ મને નસાડી લાગ્યા. "

જમશેદ—( ગભરાઇ જઇને ) " ત્યારે તુ મને શું ફાંસી દેવડાવશે ? "

દીલારા—" ડરો નહિ, હું તમને ફાંસી અપાવીશ નહિ, તમે ફક્ત મને તલાક આપો એટલે હુ બીજા કોઇ સાથે મારી સગાઈ કરી લઉં. "

જમશેદ—" સારૂ, આપી દીધી, તું ખુશીથી શાદી કરી લે."

દીલારા—" ધિઃકાર છે તમોને, શરમ ન આવી ? "

જમશેદ દીલારા પાસે માફી માગતો માગતો સ્ટેશન ઉપર ગયો તેણે બે ટીકીટ લીધી અને ગાડી ઉપર દીલારા સાથે સ્વાર થયો.

જમશેદ—" વ્હાલી દીલારા! હું મક્કા જઇ આવ્યો. હવે તું મારી સાથે ખુશીથી રહી શકીશ. મારા ગુન્હા ખુદાએ માફ કીધા કેમકે હું મક્કાથી હજ કરીને ચાલ્યો આવું છું. હવે કદિ ખરાબ ચાલ ચાલીશ નહિ. ખુદાએ તો માફ કરી દીધું. શું તું પણ માફ કરે છે ! "

દીલારા—" જો તમે નેક ચાલ ચાલો તો હું તમારી દાસી છું. તથાપિ તમારા તો મરવાના ખબર હતા ? સારૂં થયું કે મેં મારી શાદી ન કરી. "

જમશેદ—" હું મરતાં મરતાં બચ્યો, આગબોટ ઉપર જ્યારે ચાલ્યા ત્યારે આગબોટનું તળીયું ફુટયું. હું પડી જઇને બેહોશ થઇ ગયો. આગબોટના ખલાસીઓએ મને બચાવ્યો અને પોતાની સાથે અરબસ્તાન લઇ ગયા. ત્યાં જઇને હું બહુજ બીમાર થઇ ગયો. સારૂ થયા પછી હજ કરી અને પછી પાછો અહીં આવ્યો છું. વ્હાલી એતો બતાવો, ગુલબદન જીવે છે કે મરી ગઇ. "

દીલારા—" જુઓ, ખરાબ ઇચ્છા કરવી નહિ. ગુલબદન પોતાના ઘેર છે. કાલ તેની શાદી સફદરજંગની સાથે થશે. "

જમશેદ—" નહિ નહિ, હું ખરાબ ઇચ્છા નહિ કરૂં, તથાપિ એકવાર ગુલબદનને મળીને તેની પાસે પણ મારા ગુન્હાની માફી માગું. તમે માફ કર્યા અને તે પણ માફ કરી દેશે."

દીલારા—" થઇ શકે છે, તમે જઇ શકો છો. "

બે દિવસ રેલ્વેની સફર કરીને જમશેદ સ્ટેશન ઉપર ઉતર્યો, તે વખતે રાતના આઠ બજ્યા હતા, તેણે એક ગાડી ભાડે કરી કેટલેક છેટે એક પૂલ હતો તેની પાસે ગાડી ઉભી રખાવીને જમશેદે કહ્યું.

જમશેદ—" વ્હાલી દીલારા, તમે આહીં ઉતરી પડો. હું ગુલબદનને એકલો મળું અને એક કલાકની અંદર પાછો આવું છું.

દીલારા ઉતરી પડી, જમશેદે ગાડીવાનને ગાડી ચલાવવાનો હુકમ દીધો.



# પ્રકરણ ૨૦ મું.



## ગુલબદન ગુમ.



" મુઝે શબાબને મારા બલાયજાં બન કર
બાહાર આઈ મેરે બાગમેં ખિલા બનકર. "

આજ તા૦ ૧૨ મી જુનના રોજ ગુલબદનની શાદી હતી. આશમાનને કાળો રંગ જોઇને લોક ગભરાઇ રહ્યા હતા. ગભરાવનારી વાદળી હુડુહુડુકાટનો અવાજ કરી રહી હતી.

આજ ગુલબદન પરીના જેવી સુંદર જણાતી હતી. રેશમી ગુલાબી કસકસતા કપડા તેના શરીરમાં ચાપડો ચાપડ રહીને શોભી રહ્યા હતા અને ચહેરો નકાબથી ઢાંકયો કાંઇક ઉઘાડો હતો. આજ તેને જોઇને કોણ ઘાયલ થતું નહોતું. જેને તે પોતાનું નયનબાણુ મારી લેતી હતી તેનું હૃદય ચીરાઇ જાતું હતું. જયારથી ગુલબદનને કપડા પહેરાવવામાં આવ્યા ત્યારથી તે કોઇ સાથે બોલતી નહોતી, કેમકે બધાની સાથે શરમ અને ખુશીથી ગુપચુપ રહેતી હતી. બાર વાગ્યા સુધી વાજા સંભળાવવામાં આવ્યા. ગુલબદનનું મન ખુશાલીના લીધે ધડકવા માંડયું.

સફદરજંગ વરરાજા બનીને આવ્યા, કેટલોક વખત જાનવાસામાં બેશીને તે ગુલબદનની પાસે આવ્યો તેને આવતા જોઇને તમામ સ્ત્રીઓ હસતી મેણા મારતી અને કાંઇક કાંઇક શરમાતી ત્યાંથી આઘી પાછી થઇ ગઇ. હવે ફકત વરરાજા અને કન્યાની જોડીજ રહી.

" શિરપર આંખો પર કલેજેપર, બિઠાઉં તુજકો:
આ મેરી જાન ગલેસે મેં લગાઉં તુઝકો."

એમ કહીને સફદરજંગે ગુલબદનને ચુંબન લઇ લીધું. ગુલબદને શરમને લીધે એક ત્રાંસી નજર કરીને સફદરજંગના સામું જોઇ લીધું અને પછી પાછી આંખો નીચે કરી લીધું.

સફદરજંગ—" પ્યારી ગુલબદન! છેવટે તું મારા ભાગમાં આવી. વ્હાલી! મારી જીંદગીમાં આજની રાત સહુથી વધુ ખુશાલીની રાત છે. "

ગુલબદન—" કેમ વ્હાલા, શું તમને મારી સાથે એટલી બધી મહોબત છે? "

સફદરજંગ—" વ્હાલી મારી પાસે ખોટી વાત નથી, મેં તને મારી મહોબતને પાત્ર ગણી હતી તેથી નિશ્ચય માન કે જો તું મને મળત નહિ તો હું કદી પણ બીજી શાદી કરત નહિ. મેં મારી ઉમરમાં તુંને ચાહી છે અને મરતી વખત સુધી તુંનેજ ચાહીશ. "

એવી રીતે વાતો થઇ રહી હતી કે સફદરજંગની નાની બહેન દોડી આવી અને ગુલબદનને વળગી પડી તેની ઉમર ચૌદ વરસની હતી.

છોકરી—" સાંભળો ભાભી! એ વાત પુરી થઇ, મારા ભાઇને જાનવાસામાં જવા દો. મારા ભાઇ તો તમને રાત્રિ દિવસ કદિ પણ છોડવા માગતા નથી. તમે મારી સાથે બાગમાં ચાલો. હું ભાભી, તમને ગુલાબના ફુલથી શોભાવું, અહા, ભાભીના ગુલાબી કપડા ઉપર ગુલાબના ફુલોની માળા કેવી સુંદર માલુમ પડશે! કેમ ભાભી?"

ગુલબદને શરમાઇ જઇને નજર નીચી કરી લીધી, પાછું સફ્દરજંગના તરફ જોઇને એક નયન બાણ માર્યું.

છોકરી—"મારા ભાઇના તરફ શું જુવો છો ? તે જરૂર તમને બાગમાં જવાની રજા આપશે. કેમ ભાઇ ?"

સફ્દરજંગ—"હાં હાં અનજુમન! લ્યો હું જાઉં છું, તું તારી ભાભીને ખુશીથી લઇ જા."

માલુમ ન પડ્યું કે ગુલબદનના તે વખતના છુટા પડવામાં કોણ જાણે શું જાદુ ભર્યું હતું કે સફદરજંગે અંજુમનના દેખતા એક ચુંબન લઇ લીધું અને તે પછી પાછો પ્રેમ ભરી નજરથી જોતો જોતો ચાલ્યો ગયો.

ગુલબદન અંજુમનની સાથે સાથે બાગમાં ગઇ. બાગમાં જઇને અંજુમને કહ્યું-"ભાભી, હું ફુલોની ટોપલી તથા સોય દોરા લાવવા ભુલી ગઇ હમણાં જઇને લઇ આવું છું, તમારી તબીયત ગભરાય તો બાગમાં ટહેલો."

ગુલબદન--"નહિ મારી તબીયત ગભરાશે નહિ."

અંજુમન દોડીને મકાનની અંદર ચાલી ગઇ. શાદીના કારણથી બાગમાં પણ રોશની કરવામાં આવી હતી. ગુલબદન ઇધર ઉધર ટહેલી રહી હતી. એકાએક એક એક કરીને બાગના દીવા બુઝાવા લાગ્યા. તે જોઇને ગુલબદન ગભરાણી. તે સમજી શકી નહિ કે, મામલો શું છે. કાંઇક અંધારૂં થતાં તેની સામે એક માણસ આવીને ઉભો રહ્યો. જેને જોઇને ગુલબદન બહુજ ગભરાણી.

ગુલબદન—(ધીરે ધીરે) "યા ખુદા! શું કબરે મુડદું બહાર કાઢી નાખ્યું? શું મારી આગળ શયતાન ઇન્શાનના ચહેરામાં છે? આ શું મામલો છે?"

વાંચક, આ જમશેદ હતો.

જમશેદ—"ગુલબદન! હવે તું મારા હાથથી બચી શકવાની નથી. સારૂં થયું કે હું ઠીક વખત ઉપર પહોંચ્યો. ઘણા લાંબા વખતથી તને નહિ મળવાથી હું ગભરાઇ ગયો હતો. હમણાં હમણાં મને પતો લાગ્યો, કે તું બાગમાં એકલી છે. બસ, હવે મારી સાથે ચાલ અને મારી સાથે શાદી કર."

એમ કહીને જમશેદે ગુલબદનના હાથ પકડી લીધા. ગુલબદન એક હલકી ચીશ નાંખીને બેહોશ થઇ ગઇ. જમશેદે તેને ઉઠાવીને બહાર ગાડીમાં રાખી અને ખુબ જોરથી ગાડી હાંકવાનું કહ્યું. કેમકે અનજુમનના બાગમાં આવવાથી ભેદ ખુલ્લો પડી જવાનો હતો.

## પ્રકરણ ૨૧ મું.



### મારા કિસ્મતપર છોડો.



" ફાતિહા પઢતા હૈ મરહુમ પૈ મુઝકો ઈસદમ,
કોઇ સીને મેં બનાદે તુરબત દીલ કી"

મહા મુશ્કેલીએ દશ મિનિટ વીતી હશે, અંજુમન ફૂળની ટોપલી લઇને પોતાના ભાઇની સાથે ચાલી આવતી હતી. સફદરજંગ ખુબ તાણી તાણીને વાતો કરી રહ્યો હતો.

અંજુમન—" ઓહો, ભાભી કયાં ગઇ ? " એમ કહીને આજુ બાજુ જોવા લાગી. તે વખતે ત્યાં એક પત્ર જોવામાં આવ્યો.

અંજુમન—" ભાઇ આ તમારા નામનો પત્ર કેવો ? મારી ભાભી કયાં છે ? "

સફદરજંગે પત્ર ઉઘાડયો, વાંચી જોયો તેમાં લખ્યું હતું. " સફદરજંગ! ગુલબદન હવે તમને કદિ પણ મળશે નહિ. "

લી. તમારો એક દુશ્મન.

સંતાણી હશે. (આજુબાજુ જોઇને) ગુલબદન! વ્હાલી ગુલબદન!" બહુ શોધવા પછી સફદરજંગ રોવા લાગ્યો અને તે પછી એક મોટેથી નિસાસો નાંખીને બેહોશ થઇને જમીન ઉપર ઢળી પડ્યો.

અંજુમન—"ભાઇ, ભાઇ!"

સફદરજંગ—"મને મારા કિસ્મતપર છોડો."

અંજુમન દોડીને મકાનમાં ગઇ. અને માણસો ગુલાબજળ લઇને દોડ્યા. સફદરજંગને ઉઠાવીને માણસોએ તેને ઘેર મોકલ્યા. આખા બાગમાં ખોળ કીધી તથાપિ ગુલબદન મળી નહિ.

સફદરજંગ મકાન ઉપર પહોંચતાની સાથે પોતાની ઓરડીમાં ગયો, કપડાની પેટી ઉઘાડીને એકદમ મુસાફરીની તૈયારી કીધી. સફદરજંગની મા બધી વાત સાંભળીને રોતી રોતી આવી.

મા—"દીકરા શું કરી રહ્યો છો? સફદર તારો શું ઇરાદો છે? કેમ દીકરા ક્યાં જવા તૈયાર થઇ રહ્યો છો? તે ગઇ તો જવા દો. તને બીજી ધણી મળી જશે."

સફદરજંગ—"મા, કહેવાવાળા કહે છે. તથાપિ તમે એમ નથી જાણતા કે, તેના વિના હું જીવતો પણ નહિ રહું. તે મારા મનની શાહજાદી છે." સફદરજંગ આરામ ખુરશી ઉપર બેશી ગયો અને પોકેપોક મુકીને રોવા લાગ્યો, તેની મા ત્યાંથી ચાલી ગઇ.

સફદરજંગ—"જ્યારે ગુલબદન નથી ત્યારે હું આહીં રહીને શું કરૂં? મા સાચું કહે છે. સ્ત્રીઓ ભારે મહોબત વિનાની હોય

છે. ગુલબદન! તારો જેવો ચહેરો છે, તેવીજ તું પ્રેમીલી પણ છો." એમ કહીને પાછો તે રોવા લાગ્યો. રોતી રોતી અંજુમને કહ્યું. "ભાઇ! તમે મારી ભાભીને કદી પણ ભુલશો નહિ. તે તમારી સાથે ભારે મહોબત કરે છે."

ખૂબ રોઇ ચૂકયા પછી સફદરજંગ પોતાની મા અને બહેનને રવાના કર્યા પછી પોતે સ્ટેશન ઉપર ગયો. ટિકિટ લઇને મુંબઇ મેલમાં તે મુંબઇ તરફ રવાના થયો.



## પ્રકરણ ૨૨ મું.



### ખરાબ દાનત.



અસીરે પંજએ ઓહદે શબાબ કરકે મુઝે,
કહાં ગયા મેરા બચપન ખરાબ કરકે મુઝે.

ગુલબદનને હોંશ આવી, જોયું તો તે એક ગાડીમાં જમશેદની સાથે છે તેણે એક વાર બધી વાતો ઉપર અંતર લક્ષ ફેરવી લીધું,

ગુલબદન—"તમે મને ક્યાં લઇ જાઓ છો?"

જમશેદ—"મકાન ઉપર શું તમે રાજી નથી?"

તે જવાબ આપી શકી નહિ, જવાબ શું આપે, તેના મનમાં તો હજારો વાતો ભરી હતી. ગુલબદને વિચાર્યું કે, "હું આ ગુન્હા કરનારા આદમીથી મોત સારૂં સમજુ છું." ગાડી ચાલી રહી હતી. એક બાજુ દરવાજા ઉપર ગાડી ઉભી રાખીને જમશેદે ગાડીમાંજ ખાણું ખાધું, ગુલબદને ખાવાનો ઇન્કાર કીધો. ગાડી ત્યાંથી મોટી નદીની પાસે પહોંચી, જ્યાં દીવારા હતી. દરિયાની લહેરો લહર લહર કરીને જમશેદના દીલમાં અજબ પ્રકારની લહેર પેદા કરી રહી હતી.

ઘોડા ગાડી પુલ ઉપર આવી, ગુલબદને એકવાર દરિયા તરફ જોયું, ચંદ્રની ચમકીલી ચાંદની વહેતા પાણી ઉપર ચમક કરીને શુદ્ધ ચાંદીના જેવી દેખાવ આપી રહી હતી.

ગુલબદન—એકાએક કોણ જાણે શું વિચાર કરીને જમશેદના તરફ જોવા અને ગાડીના દરવાજાના તરફ જવા લાગી. જમશેદની આંખ મળતાની સાથે તે ચીસ નાંખી લાંબી લાંબી લહેરોમાં કુદીને ઘસડાવા લાગી. ઘોડા પણ જરૂર સમજદાર જનાવર હોય છે. ગુલ-બદનના કુદતાની સાથે ઘોડા પણ સપાટાબંધ નાસવા લાગ્યા. જમશેદ ગભરાઇને આજુબાજુ જોવા અને ગાડી ઉભી રખાવવાને માટે શોર બકોર મચાવવા લાગ્યો. ગાડીવાને રાશ તાણી, રાશ તુટી ગઇ. હવે તો ઘોડા પોતાની મરજી મુજબ દોડવા લાગ્યા.

ગુલબદનને ખુદાની કૃપાથી મોજાઓએ કિનારા તરફ ફેંકી દીધી. ગુલબદને પહેલા પોતાના પહેરેલા કપડાને દુરૂસ્ત કીધા, તે પછી જમશેદ શોધવા આવશે એ ડરથી તે જલદી જલદી સડક ઉપર આવી અને એક બાજુ ચાલવા લાગી. હજુ થોડી દુર ગઇ હશે કે, દીલારા આવીને તેને મળી.

દીલારા—" બહેન ગુલબદન! પલળેલાં કપડા સાથે કયાં જઇ રહ્યા છો? જમશેદ તમને મળવા અને માફી માગવા ગયો છે. શું તે મળ્યા હતા?"

ગુલબદને બધી વાત કહી સંભળાવી, બંને તૈયાર થઇને ચા-લવા લાગી, કેટલેક દુર ગયા પછી તેણે એક ઝાડની નીચે ભારે ભીડ જોઇ તેની પાસે જઇને જોયું તો જમશેદ પડયો હતો અને તેના માથામાં સખત ઘા લાગ્યો હતો.

દીલારા અને ગુલબદન માણસોને હટાવીને તેની પાસે ગઇ.

દીલારા—(રોઇને) " હાય મારા સ્વામીન! હાય હાય! ભારે વાગી ગયું."

એક—" બીબી, શું એ તમારો સ્વામી છે? તેના બચવાની કાંઇ આશા નથી. બિચારો કમોતે મુઓ. ચાલો તેને ઘેર લઇ જઇએ. એમ કહીને તે માણસોએ લાશને ઉઠાવીને પાસેના એક ઓરડામાં સુવાડી દીધો. દીલારાની સાથે ગુલબદન પણ હતી, તેણે મરતી વખત જમશેદને જોવાનો ઇરાદો કરી લીધો હતો.

ડોકટર વિગેરે દવા આપીને ચાલ્યા ગયા, અને માણસો પણ ગયા, તે પછી જમશેદને હોંશ આવી, તેણે જોયું તો ગુલબદન અને દીલારા બન્ને બેઠી છે.

જમશેદ—( ગુલબદન ) " તું આંહીં કેમ આવી છે?"

ગુલબદન—" ઇનશાની ફરજ અદા કરવાને માટે. "

જમશેદ—" મને કેવી રીતે વિશ્વાસ પડે? કદાચ તું દવાની જગાએ મને ઝેર દઇને મારવા આવી હોય તો હું આ વખતે તને શું કરી શકું એમ છું. "

દીલારા—" જરા ખુદાથી તો ડરો, તમે મારી સાથે શું ઠરાવ કીધો હતો?"

ગુલબદન—" હું તમારાથી બચવાને માટે ગાડીથી કુદી હતી અને બચી ગઇ, તથાપિ તમે બીમાર અને મરી જતા જાણીને હું તમારી પાસે દવા દેવા આવી છું."

જમશેદ—" કાંઇ નહિ, તમારી દાનત ખરાબ છે."

ગુલબદન—" ખુદા કરે અને તમે સાજા થઇ જાઓ, બસ હવે હું જાઉં છું. "

# પ્રકરણ ૨૩ મું.



## જમશેદ મરી ગયો.

તેરે જાનપર દમ ભરે જો અપના સર હો,
ખુશ નસીબી મેં હમારા ન કોઈ હમસર હો.

જમશેદ—"મને સ્ત્રીઓ ઉપર વિશ્વાસ નથી."

તે વખતે ડોકટર અને મકાન માલીક આવ્યા. ગુલબદન જાવા ઇચ્છતી હતી, તથાપિ તે માણસોએ સમજાવીને તેને થોડા વખતના માટે રોકાવાનું કહ્યું; તેટલા વખતમાં એ લોકોએ જમશેદને બહુ પ્રકારે સમજાવ્યો. સમજાવ્યા પછી તે લોક પાછા ચાલ્યા ગયા. હવે જમશેદની તબીયત બગડતી જાતી હતી. તેણે ગુલબદન અને દીલારાને બોલાવીને પોતાની પાસે બેસાડયા અને તે બંનેના હાથ તેણે પોતાના હાથમાં લીધા.

જમશેદ—"ગુલબદન! પાક ગુલબદન! હું આ વખતે મરવાની તૈયારીમાં છું, તું તારો હાથ મારા હાથમાં મરતા સુધીના માટે રાખવાનું વચન આપ, પ્યારી દીલારા! તું પણ તેમજ કર. ગુલબદન અને તું બંને મને ધિક્કારો છો અને હું ધિક્કારને પાત્ર પણ છું, તથાપિ આ મારો મોતનો વખત છે,"

ગુલબદનના દીલમાંહેની ધિક્કારની લાગણી નાશ પામી. બંનેએ મળીને કહ્યું:—"અમે તમને ધિક્કારતા નથી."

જમશેદ—"ખુદાની મહેરબાની છે, તમારા દીલ મારા લીધે છીન્ન ભીન્ન બની ગયા છે, તથાપિ હવે હું મરવાની તૈયારીમાં મારી નાપાક જીંદગી પુરી થવા આવી છે, મારી બે ચાર વાતો સાંભળી લ્યો, જરા તમે વધુ નજદીક આવો, મારાથી સારી રીતે બોલી શકાતું નથી."

બંને વધુ પાસે ગઇ, જમશેદની ધીરી ધીરી વાત હવે બરોબર સમજાવા લાગી.

જમશેદ—"ગુલબદન સાંભળો ! હું હમેશાં બદમાસ નથી રહ્યો, હું સારા કુળનો છોકરો હતું, હું બદમાસો અને જુગારી લોકોના સહવાસમાં પડીને ખરાબ થઇ ગયો. અફસોસ, હું જુવાનીના લીધે ખરાબ બની ગયો. જે વખતે હું તુંને મળ્યો અને પુરી રીતે તારા ઉપર આશક બની ગયો તે વખતે મારા દોસ્ત હૈદરે મને તારી સાથે મેળવવાનો વાયદો કર્યો. એક બીજાને તેણે મારી સાથે મેળવી. મારી અને તારી મુલાકાત થઇ ગયા પછી તે ઓરત શાની ! લુચ્ચી છોકરી કહેવી જોઇએ, તે હૈદરથી બદલી ગઇ. આ પહેલા તે હૈદરને ચાહતી હતી. તે કારણેથી મારે અને હૈદરને દુસ્મનાવટ થઇ ગઇ. તે કહેતો હતો કે,—"તે છોકરી મને મળે નહિ તો હું તારી ગુલબદન સાથે કદીપણ શાદી થવા દઉં નહિ," તે છોકરી કોણ હતી, તે હમણાં હું તુંને બતાવીશ નહિ. અને કબરની અંદર બોજો પણ નહિ લઇ જાઉં. મારા ગળામાં જે આ બટવો લટકી રહ્યો છે તું તેને ખોલી લેજે. તથાપિ યાદ રાખજે જ્યાંસુધી સફદરજંગ સાથે તારી શાદી થાય નહિ. ત્યાં સુધી બટવો ખોલીશ નહિ. મને પુરો વિશ્વાસ છે કે, તું મારી છેવટની વાત માનશે. વારૂ, કાગળ કલમ અને દોત લાવો."

હસીના લઇ આવી.

જમશેદ ખુબ ભણેલ ગણેલ આદમી હતો, તે કારણે તેને પડયા પડયા લખવામાં કાંઇ અડચણ નડી નહિ. તેણે પત્ર લખીને તેના ઉપર સફદરજંગનું શીરનામું લખ્યું અને ગુલબદનને તે પત્ર આપી દીધો.

જમશેદ—"ગુલબદન! આ પત્ર તું સફદરજંગ સાથે શાદી થઇ ગયા પછી તેને આપજે. અગર તે શાદીનો ઇન્કાર કરે, કેમકે હું તારી શાદીના દીવસે તને નસાડી લાવ્યો છું; તો તું આ પત્ર તેને પહેલાથી આપી દેજે. મેં ભારે ગુન્હો કર્યો, તારા ઉપર મેં ભારે સખ્તાઇ કરી, હવે તું મારા ગુન્હાઓ માફ કર. તારા માફ કરવાથી ખુદા પણ માફ કરશે, તું તારા મોઢેથી કહે કે, જમશેદ મેં તારો ગુન્હો માફ કીધો."

ગુલબદનનું હૃદય ભરાઇ આવ્યું, તેવા વખતે દુશ્મનનું હૃદય પણ ભરાઇ આવે છે. બેશક કોઇ પત્થર જેવા હૃદયના હેવાનનું દીલ ભરાઇ આવતું નહિ હોય. અમારા વાંચકોની જાણની અને ઓળખાણની તે છોકરી ગુલેનાર છે કે, જેણે કાસીમના મૃત્યુ વખતના વેણ ઉપર કાંઇપણ ખ્યાલ કીધો નહિ, તેનો પણ ગુન્હો નહોતો, ગુન્હો હતો ઇશ્ક ખાના ખરાબીનો. તથાપિ દયાળુ હૃદયની ગુલબદનનું હૃદય ભરાઇ આવ્યું. તેની આંખોમાંથી આંસુ વરસી રહ્યા હતા.

ગુલબદન—"જમશેદ મેં તમારા ગુન્હા માફ કીધા."

માફ કીધું સાંભળીને ખુશીના કારણે જમશેદની આંખોમાંથી પણ આંસુ નીકળી પડયાં.

જમશેદ—"પ્યારી દીલારા! તુંને મેં ભારે દુઃખ આપ્યું છે.

તુંને હું આખેરી વખતે કાંઇ • આપી શકતો નથી. હાં, તું મારી આ બોકસ કે જે મારા ખીસ્સામાં પડી છે તે–લઇ લે. તેમાં તારા લાયક કાંઇક ચીજ છે કે જે ગરીબ જમશેદની પુંજી છે તે મળી જશે. હું મરૂં છું. તું જો ચાહે તો કોઇ નેક આદમી સાથે નિકાહ કરી લેજે. મેં તારી જીંદગી બરબાદ કરી, તુંને જુવાનીના વખતમાં ગાંડાની હોસ્પીટલમાં રાખી. તું પણ મારા ગુન્હાઓ માફ કર. જુઓ એ ડોશીની પાસે હવે જઇશ નહિ, તે મારી ફોઇ નથી, મા પણ નથી, પણ તે હરામ જાદી કુટણી છે, હાં તું માફ કર. "

દીલારા—( રોઇને ) " મારા વ્હાલા સ્વામીન ! હું તમારા ગુન્હા માફ કરૂં છું. કે, તમને જન્નત........"

જમશેદ—( આકાશના તરફ હાથ કરીને. )

" દુઆ યહ હૈ, કિ વક્તે મર્ગ મુશકિલ મેરી આસાં હો,
જબાં પર દાગકે નામ આગે યારબ યક બયક તેરા. "

તે પછી જમશેદ કાંઇ કહી શકયો નહિ, તેનો દેખાવ ફરી ગયો, જેને માણુસો સન્નીપાત પણ કહ્યા કરે છે.

જમશેદ—( ખીજવાઇને ) " હું એક ભારે દરીયાના કાંઠા ઉપર પડયો છું પાણી ભારે જોરથી વહી રહ્યું છે, મને ભારે શરદી અને તકલીફ માલુમ પડે છે, હાય, હાય, મને આ કાળા મોઢાવાળાથી બચાવો મને એ ડરાવી રહ્યા છે. ( ઉછળીને ) ઓહ લહેર પણ મારા ઉપર આવી ગઇ. હાય, હવે હું તમારો અવાજ સાંભળી શકતો નથી, કાનમાં ભારે જોરથી પાણી જઇ રહ્યું છે, ગુલબદન ! દીલારા ! જયારે હું મરી જાઉં ત્યારે મને યાદ કરજો. હાય, મારા

ગુન્હાઓ માફ કરજો અને મારા કૃત્યોને ભુલી જજો, નહિતર આ કાળા મોઢાવાળા મને જહાન્નમમાં લઈ જવાનું કહે છે. હાય મને બચાવો. દરિયો મારા ઉપર ચઢતો આવે છે, પાણી બહુજ ઉંચું થઇ ગયું. શરદીની લહેરો મને અકડાવવા માગે છે, ભારે શરદી છે. પાણી લાંબે સુધી પહોંચી ગયું. યા ખુદા........

યા ખુદા કહીને જમશેદ હંમેશના માટે દરિયામાં ડુબી ગયો. છેવટનો શેર કહેવાના કારણે તેની જીભથી "યા ખુદા" નીકળી ગયું. તેનું મુડદું જોઇને દીલારા બેહોશ થઈ ગઇ, ગુલબદન રોવા લાગી, ડોક્ટર અને મકાન માલીકે મરી ગયેલા મડદાને મુસલમાની કબરસ્તાનમાં ખાડો ખોદાવીને દફન કરાવી દીધું. તેની કબર ઉપર એક સંગેમરમરની પટી લગાડી દીધી. જેમાં લખ્યું હતું કે,

"ખુદા બખશે બહુત સી ખુબિયાં થી મરને વાલેમેં."

બંને કેટલાક દિવસ સુધી તે મકાનમાં રહી. ગુલબદનને વતનનો (જન્મ ભુમીનો) ખ્યાલ આવ્યો ગુલબદન દીલારાને સાથે લઇને મકાન ગઇ. ગુલેનાર અને રજીઆ તેને જોઇને નારાજ થઇ. ગુલબદનની ફોઇ તેને જોઇને બહુજ ખુશી થઇ. ગુલેનારને તે વખતે ભારે તાજુબી ઉપજી, કેમકે તેણે તેની સાથે તેના સ્વામી સફદરજંગને ન જોયો.

ગુલનાર—(મનમાં) "વાહ, ખુદા તારી કુદરત! છેવટે તેં બંનેને મળવા દીધા નહિ. બેશક સફદરજંગ મારા નશીબમાં લખ્યો છે."

ગુલનાર ગુલબદનની પાસે બટવો જોઇને સમજી ગઇ કે બેશક સફદરજંગે તેને છોડતી વખત કાંઇક દોલત દીધી હોવી જોઇએ.

ગુલબદનને પોતાના વતનથી પણ મન ઉઠી ગયું, કારણ કે તેનો વ્હાલો સ્વામી ત્યાં હતો નહિ, ગુલબદને વિચારી લીધું કે, અહીંથી મુંબઇ જવું જોઇએ, ત્યાં કેટલાક દિવસ ભાડાના મકાનમાં રહીને અરબસ્તાન જાઉં. ગુલબદને પોતાની ફોઇનો પણ મત માગ્યો. તેણે પણ જાવાનું કહ્યું.

ફોઇ—" દીકરી હું તારી સાથે આવત નહિ. તથાપિ તું એક શોળ વરસની હસીન છોકરી છો, એવી સ્થીતીમાં હું તારી સાથે રહેનાનું બ્યાજબી માનું છું."

ગુલબદન—" શું હું એવી જુવાન થઇ ગઇ ?"

ગુલબદનને "સોળ વરસની હસીન" નું વાક્ય બહુ બુરૂ લાગ્યું. કેમકે તેને ચાહવાવાળો વ્હાલો સફદરજંગ ત્યાં નહી હતો. મુસાફરીની પુરેપુરી તૈયારી થઇ ગઇ. ગુલેનાર દોડીને આવી અને ગુલબદન સાથે બોલી—" સફદરજંગ આજે આવી ગયા."

ગુલબદન—( ઉંડો નિસાસો નાખીને ) " આવ્યા હશે."



## પ્રકરણ ૨૪ મું.



### હું નોવેલ વાંચીશ.



દિલકી ન રહા ઉમ્મીદ કૈસી
જડ કટ ગઇ આરજુ કૈસી.

ગુલબદનના હાથનું કામ પડી ગયું, ચહેરો પીળો પડી ગયો. આંખોની ઉપર અંધારૂં છવાઇ ગયું.

ગુલબદન—" સફદરજંગ કયાં છે ? "

ગુલનારે—"આજ આવ્યા અને ચાલ્યા પણ જશે, મુંબઇ જશે."

ગુલબદન—" તમે ઇચ્છો છો કે, હું અહીંથી ચાલી જાઉં ? એ નહિ બને.

ગુલનાર ભારે ખુશી થઇ. તેણે જુઠું બતાવ્યું હતું, કે તે મુંબઇ જાય. અસલમાં તે ચાહતી હતી કે, ગુલબદન મુંબઇ ચાલી જાય તો હું સફદરજંગ સાથે મહોબત વધારૂં.

ગુલનાર—" અગર તમને ખાહેશ હોય તો તેમને મળી લ્યો. એટલે જે મહોબત દુર થઇ ગઇ હોય તે પાછી કાયમ થઇ જાય."

ગુલબદન—( ઉંડો નિસાસો નાખીને ) " એમ બની શકે નહિ. "

ગુલબદન પોતાના ઓરડામાં ચાલી ગઇ. ગુલનાર ધીરે ધીરે કહેવા લાગી—" જો હું ચાહું તો બનેમાં કદી પણ મુલાકાત થવા દઉં નહિ.

પહેલા હું સફ્દરજંગને પૂછું કે, બંનેમાં જુદાઇ કેવી:રીતે થઇ, એટલે સમજી લઇશ."

ત્રીજા પહોરે એવો જોગ મળ્યો, ગુલબદન માથું દુખવાનું બહાનું કાઢીને પોતાના ઓરડામાં ચાલી ગઇ; જાતી વખતે તે રોઈ રહી હતી, જે ગુલનારે જોઇ લીધું; ઓરડામાં જઇને ગુલબદને ઘુંટણે ટેકો દીધો અને મોઢું હાથથી ઢાંકીને રોવા લાગી.

વાંચક, આ દીલગીરીનું રોણું નહોતું બલ્કે પ્યારા સફ્દરજંગ સાથે મળવાની ખુશાલીનું હતું.

ગુલબદન—(ધીરે ધીરે) "હવે હું મારા પસંદ કરેલાને પાછી મળું. હવે અમને કોણ જુદા કરે છે. હું તેને બોલાવીને તેના પગમાં પડી જાઉં અને મારી વીતક વાત રોઇ રોઇને સંભળાવું કે જેથી તે જરૂર મને ચહાવા લાગે. તેણે ખુદ મારી પાસે આવવું જોઇએ; તેને મારા આવવાની ખબર જરૂર મળી હશે. તે આવશે, જરૂર આવશે."

એકાએક બારણા ખડખડાવવાનો અવાજ આવ્યો, ગુલબદને અવાજ દીધો, કપડા લતા પહેરીને તૈયાર થયેલી ગુલનાર ભારે સુંદર દેખાતી હતી.

ગુલબદન—"દેખો કોચમેન દરવાજો ખખડાવી રહ્યો હતો. તમે બેશક હવાને માટે જવા તૈયાર થઇ રહ્યા જણાઓ છો. જાઓ આજ હું નહિ જાઉં."

ગુલનાર—"ખેર. તથાપિ તમે એકલા કેવી રીતે રહેશો?"

"હું નૉવેલ વાંચીશ."

ગુલનાર ભારે ખુશી થઇ, તે ગાડીમાં બેસીને હવા ખાવા ગઇ; જોયું તો મેદાનમાં સફ્દરજંગ નાના નાના ઘાસ ઉપર ધીમે ધીમે પગલાં ભરી રહ્યો છે, ગુલેનારે ગાડી રોકી લીધી.

ગુલનાર—"નવાબ સફ્દરજંગ સાહેબ? આજ સવારે આપના આવવાના ખબર મેં આપ્યા."

સફ્દરજંગ—"અહ, આહ! ગુલનાર! તમે અહીં કેમ આવ્યા?"

ગુલનાર—"શું તમે નથી જાણતા?"

સફ્દરજંગ—(હસીને) "તમારી શાદી થઇ ગઇ છે, તમે સ્વામીને ઘેર જાઓ છો,"

ગુલનાર—(નારાજ થઇને) "આપ એવો ખ્યાલ કર્યા કરો નહિ."

સફ્દરજંગને તાજુબી ઉપજી કે તે નારાજ કેમ થઇ.

સફ્દરજંગ—"કેમ નારાજ કેમ થયાં? તમારા જેવી સુંદર અને મૃગનયની ઓરતને હજારો માણસો ચાહે છે અને તેથી શાદી થઇ ગઇ હોય તો તેમાં નવાઇ પામવા જેવું શું છે? વારૂ, હવે બતાવો શું હું ઠીક કહું છું? તમારી શાદી થઇ ગઇ?"

ગુલનાર કાંઇ જવાબ ન આપતા ચાલી ગઇ, તથાપિ પાછી ફરીને આવી અને બોલી—"તમે જરા મારા સાથે ... હું તમને કાંઇક વાત કરવા માગું છું."

સફ્દરજંગ તેની સાથે ગયો.

ગુલનારે કહ્યું:—

"તમને માલુમ

સફદરજંગ—( ખુશીમાં ગભરાઇ જઇને ) " તે અહીં છે ? મને માલુમ નહિ હતું. હું આજ સવારે મુંબઇથી આવ્યો છું. તેની કાંઇક હકીકત કહો."

ગુલનાર—" પહેલા એ બતાવો કે, તમે તેને ચાહો પણ છો અને પાછી છોડી પણ દીધી તેનું કારણ શું ? "

સફદરજંગ—" હું તેને છોડું ? જે માણસે તમને વાત કીધી તે જૂઠી છે. ગુલબદન તો ખુદ મને છોડીને ગઇ છે. " અહીં ગુલનારે સવાલ ઉપર સવાલ કરીને પુરેપુરી વાત જાણી લીધી.

ગુલનાર—" તે કોઇ બીજાની સાથે પણ મહોબત કરતી હતી ? દેખો ખુબ સમજીને જવાબ આપો."

સફદરજંગ—" બચપણના કારણે તેને જમશેદની સાથે મહોબત હતી તે પછી તો તે તેનું નામ પણ લેતી નહોતી. મારી સમજણમાં એ નથી આવતું કે, તે અલોપ કેમ કરીને થઇ ? "

જે વખતે સફદરજંગ એ કહી રહ્યો હતો ત્યારે ગુલનાર એક જુઠાણું ઉપજાવી રહી હતી.

વાંચક હૈદર નામના જુવાનને જાણતા હશે. તે વખતો વખત ગુલનારના મકાન ઉપર આવ્યા કરતો હતો, ગુલબદનનો તે બચપણનો મીત્ર હતો. ગુલનારે વિચાર્યું કે, એ એક સારૂં અને ગંભીર જુઠાણું છે.

ગુલનાર—" તમે વિચારીને વાત કીધી નહિ, જમશેદથી પણ વધી જાય તેવો એક ગુલબદનને આશક મળ્યો છે."

સફદરજંગ—( ચોંકીને ) " કોણ ? "

ગુલનાર—" તે પીટયો હૈદર ? જે તેનો બચપણનો મિત્ર છે."

સફદરજંગ—" હું તો તેને હજુ હમણાજ મળીને આવ્યો છું."

ગુલનાર—" ગુલબદન હૈદર ઉપર મરી પડે છે, તે તેની સાથે શાદી કરશે."

સફદરજંગ—" મને શું ખબર ? એ વાત વ્યાજબી હોય તો હું ઓરતોના ચહેરાનો તિરસ્કાર કરીશ. તથાપિ તમે કોશીશ કરીને ગુલબદનને મેળવી આપો."

ગુલનારે રૂમાલથી પોતાનું મોઢું ઢાંકી દીધું.

સફદરજંગ—" તમે રૂવો છો કેમ ?"

ગુલનાર—" અફસોસ! ગુલબદન તમારા જેવા જુવાનને છોડીને હૈદર ઉપર મરે છે."



# પ્રકરણ ૨૫ મું.



## હું તેને ભુલી જાઉં.



મેરે દિલકો યોં મિટાયા કિ નિશાન તક ન રકખા;
મેં લપટ કર રોતો લેતા જો કહીં પૈ મજાર હોતા.

ગુલનાર—“મેં તેને તમારા સંબંધમાં બહુજ કહ્યું મેં કહ્યું કે, તમારો આશક ક્યાંઇ મને મળે છે, તો હું તેના ઉપરથી વારી જાઉં છું. મેં તેને ત્યાં સુધી કહ્યું કે, જુઓ, ગુલબદન! તમારી પેઠે કોઇ મલકાઈ કે મગરૂર ન થઇ શકે, તમારે તમારા આશકને તકલીફ દેવી જોઇએ નહિ.”

સફદરજંગ—“શાબાશ, તમારાથી ચઢી જાય તેવો મારો બીજો કોઇ મિત્ર નથી. (હાથ ચોળીને) હું તમને મિત્ર માનું છું. તમારાથી હવે કોઇ વાત છુપાવીશ નહિ. પહેલા જ્યારે તમે કહ્યું કે, ગુલબદન આહીં છે ત્યારે મારો ઇરાદો થયો કે દોડીને તેને જઇ મળું, તથાપિ હવે હું મારી અક્કલ અને તમારા મતથી કામ લઇશ.”

ગુલનાર—“તમે તેને હમણાં નહિ મળો, હાં, જો તમને વિશ્વાસ બેશી જાય કે હૈદર સાથે તેને ઇશ્ક છે તો તમે શું કરશો.”

સફદરજંગ—“તેને ભૂલી જાઉં અને સ્વપ્નામાં પણ તેનું નામ લઉં નહિ.”

ગુલેનાર—" હું તમારા તરફથી હંમેશા તેને સમજાવતી રહીશ, તમે મને આ મેદાનમાં મળ્યા કરજો. જ્યારે મારૂં કામ પુરૂં થઇ જાય ત્યારે હું તમને લઇ જઇને મુલાકાત કરાવી આપીશ."

સફદરજંગની આંખોમાં આંસુ ભરાઇ આવ્યા. ગુલનારના ગયા પછી તેણે કહ્યું—" ગુલનાર બહુ ખાનદાન છોકરી છે, હું નાહક તેને ખરાબ સમજું છું. જો ગુલબદનને હૈદર સાથે મહોબત હોય તો હું તેના ગુન્હાને કદી પણ માફ કરી શકીશ નહિ."

ગુલનાર મકાન ઉપર ગઇ તેનો ચહેરો ખુશાલીને લીધે તેજ કરી રહ્યો હતો, તેની મા પણ તેને જોઇને ખુશી થઇ, ગુલબદન ભારે ખુશાલી વચ્ચે તેને મળી.

ગુલબદન—" તમે કાંઇ જોયું ? "

ગુલબદન સમજી ગઇ હતી કે, સફદરજંગને તે જરૂર મળી હશે, તેની કાંઇક હકીકત પૂછવા જોઇએ.

ગુલનાર—" વારૂ, શાનું પુછો છો કે, કાંઇ દેખ્યું ? કહો, જોઉં કોને ? ત્યાં તો હજારો એકથી એક સારા છે."

ગુલબદન સમજી કે, આ સફદરજંગને મળી નથી. તે પછી કંઇ ન પૂછતા તે પાછી ચાલી ગઇ. દિવસ પુરો થઇ ગયો, રાતના આઠ પણ બજી ગયા, ગુલબદને એ વખત ભારે દીલગીરીથી પુરો કીધો. તેને જેની આવવાની રાહ હતી તે ન આવ્યો.

હૈદર પણ આવ્યો હતો, તથાપિ ગુલનારને ન જોવાથી ચાલ્યો ગયો.

સવારનો રળીઆમણો વખત આવી પહોંચ્યો. ગુલબદન નાસ્તા

પાણી કરીને આરામ ખુરશી ઉપર આવીને બેઠી, તેણે પોતાનો ગાલ હાથ ઉપર ટેકવી દીધો.

ગુલબદનની આંખો લાલ થઇ ગઇ હતી. તેણે ત્રણ દિવસથી નિદ્રા લીધી નહોતી, સફદરજંગની સાથે સાથે તેની નિદ્રા પણ ચાલી ગઇ. ગુલબદન રોવા લાગી અને તેની સાથે સાથે મોઢાથી કાંઇક બડબડવા લાગી.

ઇશ્ક મેં આપકી તકસીર બહુત મેંને કી;
આપ ભી કહિયે કિ તકરીર બહુત મેંનેકી

ગુલબદન—( ધીરે ધીરે ) " જો મારી સાથે મહોબત ન હોય તો હું તેને બોલાવું નહિ."

એકાએક ગુલેનાર આવી.

ગુલેનાર—" બહેન ગુલબદન! નવાબ યુસુફની દાવતમાં આવશો."

ગુલબદન—( નારાજ થઇને ) " નહિ નહિ, હું નહિ જાઉં. કેમ જાઉં ? "

ગુલેનાર—( ધીરથી ) " સફદરજંગ પણ ત્યાં જશે તેને તથા યુસુફને ભારે દોસ્તી છે."

ગુલબદનનું હૃદય ધડકવા લાગ્યું.

ગુલબદન—(નોકરડીને) " મારો બધાથી સારો પોષાક કહાડો. હું જોવા માગું છું કે, તમે ક્યાં સુધી કપડાની દેખરેખ રાખી છે!

નોકરડી—" એમાં શું મોટું કામ છે? આપ જે પોષાક કહો તે હું કાઢી આપું."

ગુલબદન—" જ્યારે હું બતાવું, ત્યારે તું તારી દેખરેખ શું બતાવે છે ? "

નોકરડી—" હજુર એક એક પોષાક કરી પહેરો, જે પોષાક પસંદ પડે તે કાઢી લેવાય."

ગુલબદને અગીઆર જોડ કપડાં પહેરીને ઉતારી નાખ્યા.

નોકરડી—" વારૂ, એક ફુલદાર ઉંચી કીંમતનો બીજો પોષાક બતાઉ છું." એમ કહીને એક ખુબસુરત પેટીમાંથી તેને કાઢી લાવી. ખરેખર તે કપડા ગુલબદનના ચહેરાને શોભાવે તેવા હતા તે કપડા સોનામાં સુગંધ રૂપ બની ગયા.

નોકરડી—" જરા આઇનામાં જુઓ, આ વખતે આપ ઠીક કાચની પુતળી માલુમ પડો છો." ગુલબદને હસીને આયનામાં જોયું તો તે એક સ્વર્ગની અપ્સરા જેવી જણાતી હતી. તે ખુદ પોતાના ચહેરા ઉપર આશક થઇ ગઇ.

ચાલતી વખત હૈદર પણ આવી ગયો. જ્યારે ગાડી રસ્તા ઉપર ચાલી ત્યારે હૈદરે કહ્યું–" બહેન ગુલબદન ! જુઓ આજ ગુલનાર કેવી પ્યારી લાગે છે ? '

ગુલનાર—( બગડી જઇને ) " મુઆ, તુંને હું ક્યાં સુધી સમજાવું, મારી સાથે તું મશ્કરી કર નહિ."

ગુલનાર વધુ કાંઇ કહેત અને તેને ગાડીમાંથી ઉતારી નાંખત તથાપિ માલુમ પડ્યું નહિ, કોણ જાણે શું સમજીને ચુપ થઇ ગઇ.

તે લોકોને પહોંચવામાં કાંઇક ઢીલ થઇ, દાવતના ઓરડામાં ઓરત અને મરદો બધા ટહેલી રહ્યા હતા. ત્યાં એકથી એક

પરીઓ જેવા ચહેરાની છોકરીઓ હતી. તથાપિ ગુલબદનની બરાબરી કોઇ નીકળી નહિ તે જોઇને ગુલનાર સળગી ગઈ.

સફદરજંગે ગુલબદનને હૈદરની સાથે જોઇ તેના મનમાં વેદના થઇ પડી, તબીઅત બગડી ગઇ.

ગુલનાર ધીરેધીરે સફદરજંગની પાસે ગઇ.

સફદરજંગ—"હું તમારી રાહ જોઇને ક્યારનો ઉભો હતો."

ગુલનાર—"હવે ક્યાં જશો ?"

સફદરજંગ—"બાગમાં."

બંને જણાં બાગમાં ગયાં, ત્યાં ઠંડી ઠંડી ગુલાબથી ભરેલી હવા આવી રહી હતી. સફદરજંગ એક ફળદાર ઝાડની સામે ખુરશી ઉપર બેશી ગયો, ગુલનાર પણ બેસી ગઇ.

સફદરજંગ—"હવે એ બતાવો કે, તમે ગુલબદનને આહીં સુધી કેવી રીતે લાવ્યા ? અને જો લાવ્યા છો તો મુલાકાત પણ કરાવી દયો."

ગુલનાર—"મને આ વખતે એટલો અફસોસ છે કે, જેવો મારી આખી જીંદગીમાં કદીપણ થયો હોય નહિ. મેં શું શું નથી કીધું ? તેણે ચોકખો જવાબ આપી દીધો કે, મને બદનામ કરે નહિ, એટલુંજ નહિ પણ ત્યાં સુધી કીધું છે કે, મને મોહું પણ બતાવે નહિ, હમણાં તે રાજી નહિ થાય, તેનો ખ્યાલ છોડી દો."

એ સાંભળીને સફદરજંગ ઉભો થયો તેનું હૃદય છીન્ન ભીન્ન થઇ ગયું.

સફદરજંગ—" ગુલનાર ! તેને કહી દો કે, હું તેના કહેવા પ્રમાણે ચાલીશ, તેના પહેલા હું બોલીશ નહિ, તેણે મારી જુવાની, મારી જીંદગી બધી રાખમાં મેળવી દીધી."

ગુલનાર—" તમે મારી સાથે ખોટું લગાડશો નહિ. બેશક હું બહુજ ખરાબ ખબર લાવી છું. હું તમોને હમેશા ખુશ મીજાજમાં રહેલા જોવા માગું છુ."



# પ્રકરણ ૨૬ મું



## દાવતમાં.



"વહ દેખતે હૈં બજમ મેં અગયારકી તરહ
મૈં દેખતા હું ચર્ખ સ્તિમગારકી તરહ."

સફદરજંગ ગુલબદનના ખ્યાલમાં એવો ડુબ્યો હતો કે, તેણે ગુલબદનની છેવટની વાત સાંભળી નહિ.

ગુલનાર—(ધીરેથી) "તમારી હાલત જોઇને મને ભારે અફસોસ થાય છે"

સફદરજંગ—"હું એ હુકમને ખુશીની સાથે ઉઠાવું છું. તથાપિ મારા દીલની ઉમેદ અને આશાઓનું ખુન થઇ ગયું. હું તમોને મકાન સુધી પહોંચાડવાને આવીશ."

ગુલનારને સફદરજંગ પાસેથી એવી ઉમેદ નહોતી. તેણે તે બંનેને જુદા કરવામાં કોઇ પ્રકારે બાકી રાખતી નહોતી. હવે એ ચાહતી હતી કે, તે બંનેનાં હૃદય જુદા થઇ જાય તો હું સફદરજંગને મારો પોતાનો બનાવું.

ગુલનાર—"તમે નાઉમેદ થાઓ નહિ, હું કોશીશ કરતી રહીશ."

સફદરજંગ—"ગુલનાર તમે માણસ નથી પણ ફિરસ્તા છો, હું કોઇ કોઇ વખત તમને જરૂર મળ્યા કરીશ."

ગુલનાર—"જરૂર."

સફદરજંગ પુરૂષોના ઓરડામાં ચાલ્યો ગયો. ગુલબદન આજ રાત જવાથી ગભરાઇ રહી હતી. ગુલબદને પણ સફદરજંગને જોયા તથાપિ તે વિચારમાં પડી ગઇ કે, તે પોતા સાથે કેમ નહિ બોલ્યા.

ગુલબદન--(મનમાં) "હું પણ તેને જાહેર કરી દઉં છું કે, હું પણ બેપરવાહ છું."

વચમાં કેટલાક વખત સફદરજંગ અને ગુલબદનનો સામસામે ભેટો થયો તથાપિ બોલે નહિ. ગુલબદને વિચાર્યું કે આ વખતે તે આ તરફ આવે અને મારા તરફ જુએ તો હું પણ બોલું. તે ફરીને આવ્યો તથાપિ તેણે આંખ ઉંચી કરીને ગુલબદનના તરફ જોયું નહિ.

આ તરફ ગુલબદન અને બીજી તરફ સફદરજંગના દીલમાં આગ લાગી હતી.

એક છોકરીએ ગુલબદનને કહ્યું--"બહેન હમણા જશો નહિ, એક આદમી ગાવાવાળો છે."

ગુલબદને જઇને જોયું તો સફદરજંગ હારમોનીઅમ બજાવી રહ્યો છે થોડીવાર પછી સફદરજંગ ગાવા લાગ્યો.

ગુલબદન—"મારી તબીઆત સારી નથી. હું ગુલનારની સાથે ઘેર જઇશ. હવે મને રોકશો નહિ."

છોકરી--"વાહ બહેન? તમે ન રહો તો બીજી બધી છોકરીઓ કેમ રહેશે. તમારે આવવું પડશે."

લાચાર ગુલબદન ત્યાં ગઇ. સફદરજંગ બહુજ ખુબી સાથે નીચે લખેલી ગજલ ગાવા લાગ્યો.

## ગજલ

સિતમ હિ કરના જફાહિ કરના નિગાહે, ઉલફત કભી ન કરના,
તુમ્હેં કસમ હૈ હમારે સિરકી હમારે હકમેં કમી ન કરનાં;
હમારી મૈય્યતપર તુમ જો આના તો ચાર આંસુ બહાકે જાના,
જરા રહે પાસ આબરૂ ભી કહીં, હમારી હસી ન કરના.
કહાં કા આના કહાં કા જાના વહ જાનતે હી નહીં યે રસમેં,
વહાં હૈ વાદેકી ભી યે સૂરત કભી તો કરના કભી ન કરના;
લિયે તો ચલતે હૈં હજરતે દિલ તુમ્હેં ભી ઇસ અન્જુમનમેં લેકિન,
હમારે પહલૂમેં બૈઠકર તુમ હમીસે પહલ નહીં ન કરના;
નહીં હૈ કુછ કતલ ઇનકે આસાં યહ સખ્ત જાં હૈ બડી બલાકી,
કજા કો પહલે રફીક કરના યહ કામ અપની ખુશી ન કરના;
મુલાક અન્દાજે વસ્લ કરના પરદહ રહજાય કુછ હમારા,
ગમે જુદાઈ મેં ખાક કરકે હમેં અદૂકી ખુસી ન કરના;
મેરી તો હૈ બાત જહર ઉનકો વહ ઉનકે મતલબ હીકી ન કયોં હો,
કી ઉનસે જો ઇલ્તજાસે કહના ગજબ હૈ ઉનકો વહી ન કરના;
હુઆ હૈ ગર શૌક આઇનેસે તો રૂખ રહે રાસ્તીકી જાનિબ,
મિસાલે આરિજ રહે સફાઇ બરંગ કાકુલ કુની ન કરના;
વહ હૈ હમારા તરીકયે ઉલ્ફત ાક દુશ્મનોંસે ભી મિલકે ચલના,
યહ એક સિવા હૈ તેરા સિતમગર કિ દોસ્તસે દોસ્તી ન કરના;
હમેં એક રસ્તા ગલીકા ઉસકી દિખાકે દિલકો હુએ પશેમાં,
યે હજરતે ખિજ્રકો જતા દો કિસીકો તુમ રહબરી ન કરના;

બયાન દર્દે ફિરાક કૈસા કિ હૈ યહાં અપના યે હકીકત,
જો બાત કરના વો નાલઃ કરના નહીં તો વહ ભી કભી ન કરના;
મદાર હૈ ના સહો તુમ્હી પર તમામ અબ ઉસકી મુન્સફ્રીકા,
જરા તો કહના ખુદા લગી ભી ફકત સખુન પર વલી ન કરના.

ગુલબદને બારે ચુપકીથી કામ લીધું જ્યાં સુધી તે ગજલ પુરી ન થઇ ત્યાં સુધી મુડરેના તકીઆની પાસે ઉભી રહીને નીચે ગાઇ રહેલા સફદરજંગને જોઇ રહી. માણુસો ગજલ સાંભળીને ડોલવા લાગ્યા, પરસેવો નીકળવા માંડયો, બધા માણુસો બહાર બાગમાં નીકળી ગયા, ગુલબદન પણ નીચે ઉતરીને બાગમાં જવા લાગી, તે વખતે બળતા લેંપથી તેના દુપટામાં આગ લાગી ગઇ. ધુમાડો જોરથી નીકળવા લાગ્યો, હવાના કારણે, કાલીન, પડદા, ફર્સ વિગેરે વિગેરે બધું સળગી ઉઠયું, તેને નાસવાનો માર્ગ રહ્યો નહિ, તે ખડકીની પાસે દોડીને ગઇ અને જોરથી ખીજવાઇને કહ્યું “ ખુદાના માટે મને બચાવો.”



# પ્રકરણ ૨૭ મું.

## આગ.

" નિકલ જાયે દમ તેરે કદમોં કે નીચે.
યહી દીલકી હસરત યહી આરઝુ હૈ."

મહેમાન લોકો ગભરાઇને શોર કરવા લાગ્યો.—" આગ લાગી, આગ લાગી "

ગુલનાર—" અરે એ તો ગુલબદન છે, દોડો બચાવો,"

સાંભળતાની સાથે સફદરજંગ દોડયો. નજર ઉંચી કરતાં તેણે જોયું કે, ગુલબદનના કપડા સળગી રહ્યા છે, તથાપિ પાછી ગુલબદનને જોઇ શકયો નહીં, આગ તેની ચારે બાજુ ફરી વળી. સફદરજંગના ચહેરા ઉપર મલીનતા છવાઇ ગઇ. તે યાહોમ કરીને આગમાં કુદી પડયો. અને ગેબ થઇ ગયો. માણસો તેને નહીં જોવાથી શોર મચાવવા લાગ્યા. સફદરજંગ પડદાને ફાડીને બીજી બાજુ નીકળી ગયો, તે બુમ પાડવા લાગ્યો, ગુલબદન ! ગુલબદન ! " તથાપિ કાંઇ જવાબ મળ્યો નહિ, તેનું મન તલપાપડ થવા માંડયું, તેણે વિચારી લીધુ કે,—" જો ગુલબદન ન મળે તો સફદરજંગ પણ મરવાનો છે.

સફદરજંગ—" ગુલબદન ? જવાબ આપો કયાં છો ? "

આખા મકાનમાં બધી બાજુ આગ લાગી હતી, સફદરજંગે ત્રણ દરવાજા જોયા તે ત્રણે દરવાજા ઉઘાડવા મહેનત કીધી તથાપિ ત્રણે દરવાજા બંધ હતા, તે વધુ વધુ ગભરાવા લાગ્યો.

સફદરજંગ—" યા અલ્લાહ ! ગુલબદન મને સહી સલામત મળે."

સફદરજંગે એક દરવાજાને તોડી નાખવાનું ધાર્યું, કાણા માટે અંદર ઝુકીને જોયું. જોતાની સાથે તેની હાલત વધુ ખરાબ થઇ, સફદરજંગને એ વાત જન્મ ભર યાદ રહી હશે.

ગુલબદન એક કાલીન પર પડી હતી. તેના એક હાથના ફાસલા ઉપર આગ પહોંચી ગઇ હતી. સફદરજંગે બુમ પાડીને એક હાથ દરવાજા ઉપર માર્યો. તથાપિ નકામું. હવે આગથી ગુલબદન ઢકાઇ ગઇ. સફદરજંગે જોરથી ઉછળીને એક ધક્કો માર્યો, તે વખતે દરવાજો સફદરજંગના માથા ઉપર પડ્યો, તેનું માથું ફાટી ગયું, ખુન વહેવા લાગ્યું, માથું ધુમવા લાગ્યું, તથાપિ તેણે તેનો કાંઇ પણ ખ્યાલ કીધો નહિ, અંદર ધરી ગયો. ઝપટ લગાવીને તેણે આગથી ઘેરાઇ બેહોશ થયેલી ગુલબદનને ઉપાડી લીધી; જોયું તો તેને આગથી ક્યાંઇ નુકશાન પહોંચ્યું નહોતું. સફદરજંગે પાછા ફરીને જોયું તો ચારે બાજુ આગ ફેલાઇ ગઇ હતી. ફકત એક બારી બાકી રહી હતી.

તે વખતે હૈદરે ભારે કામ કીધું, બારીની પાસે સીડી મૂકી દીધી, સફદરજંગ સીડીથી ઉતરવા માંડયો ખંભા ઉપર ગુલબદનને લીધી હતી, લોહી પોતાના માથામાંથી વહી રહ્યું હતું, બેહોશી આવી ગઇ હતી, અને આંખે અંધારાં આવી ગયા હતા.

સફદરજંગ—"હે ખુદા, તું મને સહીસલામત જમીન સુધી પહોંચાડ, જેથી આ છોકરીને દુઃખ થાય નહિ."

બહુજ નીચે સુધી ઉતરી આવ્યો. તથાપિ હવે તેના પગ કંપવા લાગ્યા. બહાદુર હૈદરે ઉછળીને પહેલા ગુલબદનને બાથમાં લઇને નીચે

સુવડાવી. તે પછી પડવાની તૈયારીમાં આવેલા સફદરજંગને પણ ઉતારી લાવ્યો. સફદરજંગ બેહોશ થઇ ગયો હતો.

તે પછી હૈદરે જોયું કે, ગુલબદનને કાંઇ આંચ આવી નહોતી, ક્યાંઇ દાઝી પણ નહિ હતી, તથાપિ સફદરજંગ જખમી થયો હતો. હૈદરે ગુલબદન અને ગુલેનારને ગાડીમાં બેસાડીને ઘેર જવાનું કહ્યું અને પોતે સફદરજંગને લઇને તેને ઘેર ગયો. સફદરજંગને મકાન ઉપર સુવડાવીને તે ડૉક્ટરને ત્યાં ગયો.

આ તરફ ગુલબદને આંખ ઉઘાડી, જોયું તો પોતે પોતાના મકાનમાં છે અને ગુલનાર પોતાની પાસે બેઠી છે.

ગુલબદન—"બેહેન ગુલનાર હું સ્વપ્નું જોઇ રહી છું કે, તમે મારી પાસે ખરેખર બેશી રહ્યા છો ? હાય, હાય, કેવી આગ હતી ! હવે મને યાદ આવ્યું, મારો જીવ કોણે બચાવ્યો ?"

ગુલનાર—"બેશક કયામતની આગ હતી. આગ ક્યાં હતી, હે ખુદા ! એ તો કહેર હતો. નવાબ હૈદરે તમારો જીવ બચાવ્યો. તમારા મૃત્યુમાં કાંઇ શક નહોતો."

ગુલબદન—(કંપીને) "શું મકાન સળગી ગયું ?"

ગુલનાર—"નહિ, આગ જલદી બુઝાવવામાં આવી હતી. કાંઇ વધુ નુકશાન થયું નથી. ફક્ત બાગની તરફનો કાંઇક ભાગ બળી ગયો."

બીજે દિવસે બહુજ મિત્રો જોવાને માટે આવ્યા તથાપિ ગુલનારે બધાના શુક્રિયા અદા કરીને કહ્યું—"ગુલબદન અત્યારે સારી સ્થીતિમાં છે" એમ કહીને તેને રવાના કરી દીધા. ગુલનારે એવા કારણે તેને આવવા નહિ દીધા કે, ક્યાંક વાતો કરતાં કરતાં તે માણસો એમ

કહી દે નહિ કે, સફદરજંગે બચાવી દીધાં. સાંજના વખતે સફદરજંગ આવ્યો. અવાજ દેતાની સાથે ગુલનાર ગભરાઇ જઇને બહાર આવી,

સફદરજંગ—(હસીને) "જો કે ગુલબદને મને સાફ જવાબ આપી દીધો છે તથાપિ હું પાછો તેને મળવાને માટે આવ્યો છું. મને ઉમેદ છે. તેમળવાનો ઇન્કાર કરશે નહિ, (તાજુબીથી) હાય, ગુલનાર તું રડે છે શા માટે ?"

ગુલનાર--(હુસકાં ભરીને) "મારા નશીબમાં લખ્યું છે કે, હંમેશાં તમને બુરા સમાચાર પહોંચાડતી રહું."

સફદરજંગ--"ગુલબદને મને બોલાવ્યો છે."

ગુલનાર—"બોલાવ્યા તો છે તથાપિ તમને તે વાત સાંભળવાથી અફસોસ થશે કે, તેણે શું કીધું !"

સફદરજંગ—"કેમ શું કહ્યું !"

ગુલનાર--"એક કલાક પહેલા તેણે કહ્યું, કે તેથી બહેતર હતું કે, હું મરી જાત. જો તે આવે તો તેને કહી દેજો કે હું......"

સફદરજંગ—(ખુરશીથી ઉઠીને) "ગુલનાર, હું એ બેઇજતને કદિ સહન નહિ કરી શકું. જેટલી મને ગુલબદન સાથે મહોબત હતી તેટલીજ અત્યારે જુદાઇ થઇ ગઇ. કોઇ ભલા માણસને બોલાવીને શું એ આબરૂ કરવી છે ? હવે હું તેનું નામ પણ લઇશ નહિ. છેવટે હું પણ માણસ છું. ક્યાં સુધી બરદાસ્ત કરૂં."

મેરી નિસબતકા એક તાર ટૂટા,
વહ કાફિરકા તો સબ જન્નાર ટૂટા;

શિકસ્ત અબ ઇશ્કને દોનોંકી તરફ્દી,
ઇધર એદિલ ઉધર દિલદાર ટૂટા.

ગુલનાર—( પોતાનું મોહું રૂમાલથી ઢાંકીને ) "નહીં, નહીં, સફ્દરજંગ ! તેને ખરાબ નહિ કહો. મને અફસોસ છે."

વાંચક, ખરૂં જુઓ તો ગુલનાર ખુશી થઇ રહી હતી. તેટલા માટેજ તેણે રૂમાલથી મોહું ઢાંકી લીધું કે, મારી ખુશાલીને સફ્દરજંગ જોઈ ન જાય.

ગુલનાર—" સફ્દરજંગ ! નાઉમેદ થાઓ નહિ ખુદાની દુઆથી હું તમારી મદદગાર છું, હું કોઇને કોઇ વખતે તમને જરૂર મેળવી આપીશ."

બેશક, સફ્દરજંગને ગુલબદનની સાથે ખરો ઇશ્ક હતો, તે તેની દીલોજાનથી પ્યારી હતી, સફ્દરજંગ ગુલનારને છુપાઇને મળતો હતો અને તેની સલાહ પ્રમાણે કામ કરતો હતો.



## પ્રકરણ ૨૮ મું.

### મારૂં જીવન બરબાદ થયું.

બયાં દરદે મુહબ્બત જો હો ક્યાકર હો;
જબાં દિલકે લિયે હૈ ન દિલ જબાંકે લીયે.

બીજે દિવસે ગુલબદન કપડાં લતા પહેરીને તૈયાર થઇને પોતાના બારણામાં ઉભી હતી. તે એકબાજુ જોઇ રહી હતી. માલુમ પડતું કે, તે કાંઇ વિચાર કરી રહી હતી.

ગુલનાર તેની પાસે બેશીને ગજરો ગુંથી રહી હતી.

ગુલબદન—"બહેન હું સફદરજંગને આશરે હતી, તથાપિ અફસોસ તેને મારો કાંઇપણ ખ્યાલ નથી. હું બિમારની તેણે કાંઇપણ ખબર ન લીધી ? શું તેણે તે આગની વાત નહિ સાંભળી હોય ? છેવટ સુધી તે પણ જલસામાં શામીલ હતા."

ગુલનાર—"બાજે મર્દ તેવાજ થયા કરે છે. ઇશ્ક તો તેના હાથે ખીલવવાનો છે, તથાપિ તાત્કાલીક ખીલવવો તે પડી જઇને ફુટી પણ જાય છે. જો તમે મારૂં કહ્યું માનો તો તેનો ખ્યાલ છોડી દયો, નહિ તો તમે મને સાચે સાચું બતાવી દો એટલે તેના મેળની કાંઇ તદબીર કરૂં."

ગુલબદન—"બસ, બસ, મને એવો સ્વાલ કરો નહિ, હું નથી બતાવી શકતી કે, કેવી રીતે જુદાઇ થઇ. હું તે વાતને ભૂલી જવા માગું છું."

ગુલનાર દાંતથી પોતાના હોઠ કરડવા માંડી, કેમકે તેની મતલબ તેથી પુરી થઇ નહિં.

કેટલાક દિવસ પછી ગુલબદન પોતાની નાની સરખી ટમટમ ગાડીમાં બેશીને હવા ખાવા જઇ રહી હતી. ગુલબદન એકલી હતી. તે કાંઇક દુર ગઇ હશે કે સફદરજંગને ઘોડા ઉપર સ્વાર થઇને આવતો જોયો. બંનેની આંખો મળી. થોડા વખતના માટે બંનેએ ઘોડાની ચાલ ધીમી કરી નાખી.

હવે તે નાની ટમટમ ગાડીની પાસે પણ આવી ગયો અને તેણે જોયું કે, ગુલબદન છે. બિચારીનું દિલ હાથ હાથ ઉછળવા લાગ્યું. તેણે ઘોડાની લગામ ખેંચી રાખી અને ગુલબદનના તરફ જોઇને કહ્યું કે,

" અગર ફિર કભી મિલો તો અનજાન બન જાના,"

સફદરજંગ કેટલાક વખત સુધી ઉભો રહ્યો, છેવટે તેણે ઘોડાને એડી મારી અને આગળ નીકળી ગયો.

ગુલબદને તાજુબીથી જોયું કે, તે ચાલ્યો કેમ ગયો તે પછી પાછો એક નિસાસો નાખીને કહ્યું.

રાસ્તા કાટકર વે હમસે ચલે જાતે હૈં,
હમને વહજ્જ જિન્હેં દિલમેં બિઠા રકખા હૈ.

ગુલબદનનું મન આગળ જવાને ન વધ્યું. તેણે ગાડી મકાન તરફ ફેરવી દીધી. તેના ચહેરાનો રંગ ઉડી ગયો. હોઠ સુકાઇ ગયા. રજીઆ બેગમ તેને તેવી હાલતમાં જોઇને બોલી ઉઠી.

રજીઆ—" શું તું કાંઇ બિમાર થઇ ગઇ છો ?"

ગુલબદન—(હસીને) "હાં બિમાર છું," દિલમાં કહ્યું, બિમારી ઇશ્કની છે, જીવની સાથે જવાની છે.

રજીઆ—"પ્યારી ગુલબદન! દીકરી તારી શું હાલત છે? શું વાત છે! કહે તને શું થઇ ગયું! તારા હાથ ગરમ છે, ચહેરો પીળો પડી ગયો છે."

ગુલબદન—(રોઇને) "જેટલી ઉતાવળે જવાય તેટલી ઉતાવળે મને અહીંથી જવા દો."

રજીઆ—"દીકરી! હું તો સમજતી હતી કે, તું આહીં રહે, શું કારણ છે કે, તને આ જગાનો આટલો બધો અણુગમો થઇ ગયો."

ગુલબદને જવાબ પણ હજુ આપ્યો નહોતો કે, ગુલેનાર બોલી ઉઠી—"શું તમે સફદરજંગને નહિ મળ્યા?"

રજીઆએ ગુલેનારને આંખના ઇસારાથી વારી.

ગુલબદન—"હું એકદમ થોડો ઘણો સામાન લઇને ફોઇને ત્યાં જઇશ."

ગુલનાર—"મારૂં મન તો અહીં લાગી ગયું છે."

ગુલબદન—"તમારૂં દિલ ચાહે તો તમે અહીં રહો, હું એવી સ્વાર્થી નથી કે, બીજાની દિલચસ્પી તોડું. હું દીલારાને સાથે લઇ જઇશ."

ગુલનારે મુશ્કેલીથી પોતાની ખુશાલી રોકી.

ગુલનાર—(બનાવટી અફસોસથી) "તમે ક્યાં જશો?"

ગુલબદન—"જ્યાં કિસ્મત લઇ જાય ત્યાં." ગુલબદને આંસુ રોકવા ચાહ્યા તથાપિ નીકળી પડયા.

ગુલબદન રાતના વખતે રવાના થઇ ગઇ. અફસોસ ! ગુલેનારે તેને ઠગી.

સવારના વખતે ગુલબદન પોતાની ફોઇને ત્યાં પહોંચી ગઇ.

અમીના—" આવો દીકરી ગુલબદન તું ક્યાંથી ? દીકરી તું તો એકાએક આવીને ચોંકાવી દે છે. હું તો સમજી કે, તું ગાજીપુર ગઇ હોઇશ."

ગુલબદન—" જવાની હતી. તથાપિ ગઇ નહિ."

ડોશીએ જુની રીતભાત પ્રમાણે ફરનીચર,ગોઠવેલ એક ઓરડો ઉઘાડી આપ્યો. ગુલબદન અને ડોશી અંદર ગયા.

અમીના—" દીકરી ગુલબદન ! જો મારાથી કોઇ વાત ગુપ્ત રાખ નહિ. પહેલા એ બતાવ કે, સફદરજંગ સાથે તને કેમ કરતાં જુદાઇ થઇ ? "

ગુલબદને માથું હલાવી દીધું. વાંચકોને એ પણ માલુમ હોવું જોઇએ કે, ગુલબદનની સાથે દીલારા પણ હતી.

અમીના—" જુઓ દીકરી, તું ગુપ્ત રાખે છે, તારૂં કુમળું મન એ દિલગીરીમાં તુટી જશે. જો તું મને બતાવી દે તો તારી દિલગીરી ઓછી થઇ જાય."

ગુલબદન રોઇ પડી, તેણે પોતાનું માથું અમીનાના ખોળામાં મુકી દીધું અને કહ્યું—" સફદરજંગ સાથે જુદાઇ શું થશે, મારૂં આખું જીવન બરબાદ થઇ ગયું."

તેના મોઢામાંથી તે સિવાય બીજું કાંઇ નીકળ્યું નહિ.

અમીના—" તારો પણ વાંક હશે, તે તો તારા ઉપર જાનો

દીલથી ચીહા છે. તું કોઇ બીજાની સાથે મહોબત કરવા લાગી છો, કેમ એ વાત ખરી છે ને ?"

ગુલબદને માથું હલાવી દીધું—"આપનો ખ્યાલ ખોટો છે."

અમીના—"ત્યારે તું બતાવ કે, તે તારાથી કેમ નારાજ થયા ?"

ગુલબદન—"ફોઇબા અમારા બંનેમાં કોઇનો કાંઇ વાંક નથી."

અમીના—"છેવટ કારણ શું નડયું ? તને તેની સાથે તો બારે મહોબત હતી."

ગુલબદન—"ફોઇબા, શું કહું, જેટલું તે પહેલા ચાહતા હતા તેટલીજ તે હમણાં ધિઃકારે છે."

અમીના—"તુંને કેવી રીતે માલુમ પડયું ?"

ગુલબદને આગ લાગવાની અને જોવા ન આવ્યાની વાત સાથે સાથે સડક ઉપર મળવાની હકીકત પણ કહી સંભળાવી.

અમીના—"જો તું સાચું કહેતી હો તો માલુમ પડે છે કે, સફદરજંગ હવે માણસ નથી રહ્યો. મારા મનમાં આવે છે કે, તેનું કાંઈ કારણ જરૂર છે. વારૂ, હું સફદરજંગને મળીને બધી વાત પુછી લઉં."

ગુલબદન—"મહેરબાની કરીને તેવું ન કરશો અગર કરો તો તમો તેના કરતાં મારા સાથે બીજી વધારે કાંઇ પણ બુરાઇ કરતા નથી. તેણે મારૂં જીવતર બગાડી નાખ્યું. હું તેના વિના જીંદગી કાઢી નાખીશ. હું તેનો ગુન્હો કદિ પણ માફ કરીશ નહિ."

ડોશીએ વાત વધુ વધારી નહિ, તે ચુપકીથી ચાલી ગઇ.

# પ્રકરણ ૨૯ મું.

## સફ્દરજંગનું ભોળપણ.

" ખુદા કરે કી મજા ઈન્તજારકા ન મિટે;
મેરે સવાલકા વહ હૈં જવાબ બરસોં મેં. "

ગુલબદનના ગયા પછી સફ્દરજંગ ગુલનાર સાથે પેલા મેદાનમાં મળ્યો જે મેદાનની હકીકત વાંચક જાણે છે તે એ મેદાન હતું કે, જ્યાં સફ્દરજંગના મુંબઈથી આવવા પછી પહેલેજ દિવસે ગુલનાર મળી હતી.

ગુલનાર—" હું તમોને યુક્તિ બતાવું છું. તમે હમેશાં ઘેર આવ્યા કરો, કોઈને કોઈ વખતે ગુલબદનની જરૂર મુલાકાત થઈ જશે. તમે તેનો હાથ પકડી લેજો, જ્યાં સુધી તે પોતાનો ગુન્હો માફ કરાવે નહિ, જ્યાં સુધી તે તમારી સાથે મહોબતનો ઈકરાર ન કરે, ત્યાં સુધી હાથ છોડશો નહિ. "

બિચારા સફ્દરજંગના માટે એ પણ જૂઠો રસ્તોજ હતો. કેમકે ગુલબદન તો ઘરમાં પણ હતી નહિ, લાચાર, તેણે તેની વાત માની. આશક લોક હંમેશા તેવી ભૂલો કરે છે.

સાંજના વખતે સફ્દરજંગ ગુલનારને મકાન ઉપર મળ્યો, ગુલનાર ભારે હાવભાવ સાથે મળી, તથાપિ સફ્દરજંગે તેના હાવભાવ તરફ કાંઈ પણ ખ્યાલ કીધો નહિ.

સફ્દરજંગ—" જો તમારે કોઇને મળવું હોય તો હું ચાલ્યો જાઉં."

ગુલનાર—" તમને કેવો ખ્યાલ થયો ? મારે કોઇને મળવું નથી."

સફ્દરજંગ—" તમારા ઇરાદાથી માલુમ પડે છે. બીજું એકે, તમારી પાસે હજારો ચાહવાવાળા આવતા હોય તે વખતે હું ચૂપ થઇને બેસી રહું."

ગુલનાર—" ભલે કોઇ આવે તથાપિ જ્યાં સુધી તમે રહેશો ત્યાં સુધી હું કોઇની સાથે વાત કરીશ નહિ."

આ વખતે ગુલનારનો ચહેરો ફીકો પડી ગયો. જો સફ્દરજંગ પોતાના ખ્યાલમાં ન ડુબ્યો હોત તો જરૂર દાળમાં કાળું ઓળખી શકત. તથાપિ તે તો એ ખ્યાલમાં મસ્ત હતો કે, ગુલનાર ગુલબદનને મેળવી આપશે.

ગુલનાર—" હાલ તમે મારા મહેમાન છો, હું ગુલબદનનું ગીત તમને ગાઇ સંભળાવું. કહો કબુલ છે ? "

સફ્દરજંગ—" તમારૂં તથા ગુલબદનનું ગાણું સંભળાવો."

ગુલનાર—" તમે ગુલબદનથી જે જે ગાણું સાંભળ્યા કરતા હતા તે મને યાદ છે. હું ઠીક ગુલબદનના ગળાની માફક મારા ગળાથી ગાણું ગાઈ સંભળાવું."

ગુલનાર ગાવામાં ભારે ઉસ્તાદ હતી, તેણે એક ઠુમરી શરૂ કરી.

જાઓ જાઓ મોસેં તોસેં અબ કહા કામ,
તુમ અનત રહે સૌતનકે ધામ. જાઓ૦

સનદ પિયા મોસોં કરી રસકી બતિયાં,
રતિયાં ઘતિયાં કીન્હીં નિઠુર શ્યામ. જાઓ૦

ગુલનારે ભારે મજાની ઠુમરી ગાઇ, સફદરજંગ કહી દેતા હતા કે, “ વાહવા વાહવા બહુજ સારૂં. ” તથાપિ આજ ગુલનારના બહુજ સરસ ગાણા ઉપર પણ સફદરજંગે કાંઇ ખ્યાલ ન કીધો.

ગુલનાર—“ સફદરજંગ, ગાણું તો ગુલબદનનુંજ છેને ? ”

સફદરજંગ—( ચોંકીને ) “ હાં હાં ઠીક છે, મેં સારી રીતે સાંભળ્યું નહિ. ”

ગુલનાર હારમોનીઅમ ઉઠાવી લાવી.

ગુલનાર—“ વારૂ સાંભળો, હવે ગુલબદનની ખમ્માચવાળી સરગમ સાંભળો, જે સરગમ ઉપર તમે ખુશ ખુશ થઇને ઉછળી પડતા હતા. ”

સફદરજંગ—“ હાં, હાં, જરૂર બજાવો. ”

ગુલનારે શરૂ કીધું, હારમોનીઅમની સાથે સાથે જીભથી પણ કહેતી જાતી હતી.

પધ પધનિસા સા ની ધ ગ મ પધનિધ પ મ ગ,
સા સા ગ મ પ પ ની ની સા ની સા રે સા ની ધ;
મ મ ધા ની સા ની સા ની ની સારે સા ની ધ
ધમ ગમ રેગ સારે ની સા નિસારે સા ની ધ.

સફદરજંગ સરગમ સાંભળીને રોવા લાગ્યો, તેને ગુલબદનના બજાવવાનો તથા પોતે ખુશી થતો તેનો ખ્યાલ આવ્યો. તે ઝટપટ ઉઠીને ચાલતો થયો, તે જોઇને ગુલનારને ભારે તાજુબી ઉપજી.

એક હફતા સુધી સફદરજંગ બરાબર આવતો રહ્યો, તથાપિ ગુલબદનનો આભાસ પણ થયો નહિ, આભાસ ક્યાંથી થાય, જ્યારે તે હોય ત્યારે ને?

સફદરજંગ—" માલુમ પડે છે, ગુલબદન મને આવતો જોઇને સંતાઇ જાય છે, હવે હું આવીશ નહિ. "

સફદરજંગ ચાલ્યો ગયો, બીજે દિવસે આવવાનો ઠરાવ પણ કરી ગયો, રજીઆએ ગુલનારને કહ્યું—" દીકરી, તું તારૂં મન કોઇ બીજા તરફ ફેરવ. સફદરજંગના દિલમાં ગુલબદનનો પૂરેપૂરો ખ્યાલ બેશી ગયો છે, તું શા માટે તારો વખત ખરાબ કરે છે? દુનિયામાં એકથી એક ચઢીઆતા રંગીલા જુવાન ઘણા પડયા છે. "

ગુલનાર—" માજી, જો હું મહોબત કરૂં તો સફદરજંગ સાથે. જ્યારે તે બંનેમાં શાદી અટકીને જુદાઇ પણ થઇ ગઇ છે તો વખતે મારૂં નશીબ તેજ થાય. માજી, મને ખાસ ઉમેદ છે કે, હું સફદરજંગને જરૂર મારો પોતાનો કરી લઉં. "

રજીઆએ મનમાં વિચાર્યું, સફદરજંગ હંમેશા આવ્યા કરે છે. ગુલનાર પણ તેની પાસે ઉડે બેસે છે, તે તેની સાથે મહોબત પણ કરે છે, તથાપિ સફદરજંગ જરા પણ ખ્યાલ કરતા નથી, આજ આવે તો તેને કહી દઉં કે, ગુલબદન અહીં નથી, જેથી તેનું આવવું બંધ થાય.

ગુલનાર માથું નીચું નમાવીને ગુપચુપ બેઠી હતી, તેનો ચહેરો જોઇને રજીઆ તાડીને બોલી કે, આ સફદરજંગને બહુ ચાહે છે.

ગુલનાર એવા માણસની મહોબત કરતી હતી કે, જેનું દીલ કદિ પણ પસંદ થાય નહિ.

ગુલનાર—" માજી, જ્યાં સુધી બની શકે ત્યાં સુધી તેની પાસે બેશી લેવા દ્યો. જ્યારે તે મારા હાથથી ચાલ્યા જશે ત્યારે હું સમજીશ કે જુગ પલટાઇ ગયો. હું દીવાલ ઉપર માથું ફોડીને મરી જઇશ. " છેવટની વાત કહેતી વખતે ગુલનારે પોતાના બંને હાથ જોરથી ઘસ્યા.

રજીઆના મનમાં થયું કે, જેટલી ઉતાવળે બની શકે તેટલી ઉતાવળે મહોબત અને ઉલફતનું છેવટ આવી જાય, રજીઆ ત્યાંથી ઉઠીને બાગમાં આવી અને માળીની છોકરીને બોલાવીને કહ્યું.

રજીઆ—" જો સફદરજંગ આવે તો તેને પુછજે કે, કોને મળવા આવ્યા છો ? ગુલનારને કે ગુલબદનને ? અને જો તે ગુલબદનનું નામ બતાવે તો કહી દેવું કે, તે મુસાફરીએ ગઇ."

રજીઆના જવા પછી થોડીવારે સફદરજંગ આવ્યો.

છોકરી—" જનાબ આપ કોને મળવા માગો છો ? બી. ગુલનાર તો છે, તથાપિ બી ગુલબદન અહીં નથી, મુસાફરીમાં છે. "

સફદરજંગ—( ગભરાઇને ) " ગુલબદન ચાલી ગઇ ? "

છોકરી—" જી હજુર. "

સફદરજંગ—( પાંચ રૂપિયા આપીને ) " કયારે ? જો તમે બતાવી દો કે, તે ક્યાં ગઇ, તો હું બીજા પાંચ રૂપિયા આપું. "

છોકરી—" તે હું નથી જાણતી, કે તે કયાં ગઈ, અંદરો અંદર

તે માણુસો જ્યારે વાત કરી રહ્યા હતા ત્યારે મેં સાંભળ્યું હતું કે, બીબી ગાજીપુર જવાના છે,"

સફદરજંગે ઠરાવ કીધા પ્રમાણે બીજા પાંચ રૂપિયા આપ્યા, તે પછી પેન્સીલ કાઢીને કાગળ ઉપર પોતાનું નામ લખ્યું. છોકરીને કાગળ આપીને કહ્યું,—"મારૂં કાર્ડ ગુલનારને આપીને સલામ કહેજે અને એ પણ કહેજે કે, આજ હું બહાર જવાનો છું, તે માટે મળી શકયો નથી."

ગુલનારે સફદરજંગને આવતા જોઇ લીધા હતા, છોકરીએ જઇને કાર્ડ અને મોઢેથી કહેલી વાત કહી દીધી.

ગુલનાર—"શું તે ચાલ્યા ગયા? (તમાચો મારીને) તેં પહેલા કેમ ખબર આપ્યા નહિ? આ તેની તને સજા છે."

છોકરી રોતી રોતી નાઠી, ગુલનાર દોડીને સુબરાતી સાઇસની પાસે ગઇ, તેને એક પત્ર આપીને સફદરજંગને બોલાવી લાવવાનું કહ્યું. બિચારા બુઢા સાઇસ પહેલા તેને ઘેર ગયો, તે પછી હોટલમાં ગયો અને પુછ્યું કે,—"કેમ સાહેબ? નવાબ સફદરજંગ છે?"

મેનેજર—"નહિ તે હજુ હમણાંજ સ્ટેશન ઉપર ગયા. ગાડીમાં બેશી પણ ગયા હશે, હવે તમારે તેમની મુલાકાત થઇ શકશે નહિ."

સુબરાતી—"ભારે ખરાબી થઇ, બી સાહેબ મારા ઉપર નારાજ થશે."

મેનેજર—"અરે ભાઇ, હું પણ તેમના નામનો એક પત્ર આપવો ભુલી ગયો છું. તે પત્ર કોઇ સ્ત્રીનો માલમ પડે છે. અત્યારે

હું તે પત્ર રવાના પણુ નથી કરી શકતો. કેમકે તેના ઉપર મોકલનારનું કાંઇ નામ નિશાન નથી. ”

વાંચક ! એ પત્ર ગુલબદનની વૃદ્ધ ફોઇએ મોકલ્યો હતો, તથાપિ અફસોસ ! બિચારા સફ્દરજંગને બીજા પણ કેટલાક દિવસ ગોથાં ખાવાના હશે.

સુબરાતી ચાલ્યો ગયો. ગુલેનારને સફ્દરજંગનું એકાએક ચાલ્યું જવું જોઇને ભારે અફસોસ થયો.



## પ્રકરણ ૩૦ મું.



### જાહુરની ઇશ્ક કથા.



"અચ્છી સુરત પર ગજબ કરતા હૈ આના દિલકા,
દર્દ રહ રહ કે બતાતા હૈ ઠિકાના દિલકા."

સફદરજંગ ગાજીપુર ગયો, તથાપિ ગુલબદન મળી નહિ. સાંભળ્યું કે, ગુલબદન અહીં આવી નથી. દશ દિવસ સુધી સફદરજંગ ગુલબદનના આવવાની રાહ જોતો રહ્યો. તથાપિ ગુલબદન ક્યાંથી આવે ? તે તો પોતાની ફોઇની પાસે જુદા શહેરમાં હતી. સફદરજંગને લાચાર થઇને ગાજીપુર છોડવું પડયું. તેણે મનમાં ધારી લીધું કે, ગુલબદન સાથે હવે કદિપણ મુલાકાત કરૂં નહિ. સ્ટેશન ઉપર જઇને તેણે મુંબઇની ટિકિટ લીધી, ત્યાંથી અરબસ્તાન જવાની આગબોટ ઉપર સવાર થયો. આગબોટ ઉપર સફદરજંગે જોયું તો તેનો સ્કુલનો મિત્ર જહુર પણ તેમાં સ્વાર હતો. જહુર તસ્વીરના કામમાં બારે ઉસ્તાદ હતો.

સફદરજંગ—(હસીને) "હું તો સમજતો હતો કે તમે આગબોટ ઉપર કદિ પણ સ્વાર થયા નહિ હોવ."

જહુર—"પુરૂષોને કોલ તોડતા કાંઈ લાગે છે ?"

સફદરજંગ—"કેમ ?"

જહુર—"તમે પણ ઠીક કહો છો. તથાપિ ખાસ કરીને ખુશ-

સુરત ઓરતોને માટે બધી તરફનો કોલ તુટી શકે છે. ચાલો તમને બતાવું. ઇન્શાન નહિ પણ ફરિસ્તા છે. હું તમને તેની હકીકત વર્ણવી બતાવું."

બિચારા સફદરજંગને પોતાના ઇશ્કને લઇને ફુરસદ નહોતી, તથાપિ મિત્રની વાત તે ટાળી શક્યો નહિ.

જહુર—"મેં કોઇક પુસ્તકમાં વાંચ્યું હતું કે, ખરી મહોબત બનવી બહુ મુસ્કેલ છે, તથાપિ હમણાં મને ભુલ માલુમ પડે છે."

સફદરજંગ—"હું પણ તમારા મતને મળતો થાઉં છું."

જહુર—"એક હફતા પહેલા હું તે ઓરતને મળ્યો હતો, બહુજ ખુબસુરત છે, તેની સાથેની તો તેથી પણ ખુબસુરત અને નાની છે. તથાપિ મારી તબીઅત તેથી મોટી ઉમરવાળીની સાથે લાગી છે. માલુમ પડે છે, તેની શાદી એકવાર થઇ ગઇ છે, તથાપિ ચોક્કસ તે વિધવા પણ થઇ છે, જો તેની સાથે હું નિકાહ કરી લઉં તો ભારે મજા થાય."

સફદરજંગ—(મશ્કરી કરીને) "કહો છો તો સાચું."

જહુર—"એક દિવસે હું સવારના વખતે બેઠો હતો. કમબખ્ત કાફીર મારી સામેથી નીકળી મારા તરફ તેણે પ્રેમમય નજરથી જોયું, હાય, તેની હરણીના જેવી આંખો કલેજામાં ચોંટી ગઇ. બસ તે વાત કવિએ કોઇ સાયરને કીધી કે,

"તીરે નિગાહ દિલાહસે મેરે પાર કર ચલે."

જહુર—"તો ચાલે, નહિ ચાલે? સમજી લ્યો!"

સફદરજંગ—"એ ક્યાંની વાત છે!"

જહુર—"ભાઇ આહીં પાસેની કાંઇ વધુ દુર નથી. બહુ દુર હોય તો ફકત એક ગાઉની વાત છે. ચારૂ આગળ સાંભળો. હું જલદી જલદી મારી બધી ચીજો એકઠી કરીને તેની પાછળ પડયો. ચાલતા ચાલતા તે એક મકાનમાં ચાલી ગઈ. દોસ્ત બારે ખુબસુરત મકાન હતું. મકાનની આગળ એક નાનો બગીચો પણ હતો. હું ત્યાંથી તેના રસોડા તરફ જઇ આવ્યો. ભઠીઆરીને તેની કાંઇક હકીકત પુછી તેથી માલુમ પડયું કે, મકાન માલીક ડોશીની ભત્રીજી સાથે તેને મિત્રતા છે. ત્રણ દિવસ સુધી હું બાગની આસપાસ ઘુમતો રહ્યો, તથાપિ તે પરીને હૃદય ઠારીને જોઇ નહિ, કયારેક કયારેક જયારે તે ફરતી ફરતી દરવાજા પાસેથી આ બાજુ તે બાજુ જતી તો હું જોઇ લેતો હતો. તથાપિ મિત્ર, મેં પણ હૃદયમાં નક્કી કરી લીધું છે કે, તેની સાથે નિકાહ કર્યા વિના રહું નહીં. સાંભળો છો ! હું તેજ કામમાં લાગી રહ્યો છું. સમજયા દોસ્ત ! "

સફદરજંગ—"ખુબ સાંભળું છું અને સમજું છું. આગળ કહો."

જહુર—(ખોંખારીને અને ખુશી થઇને) "તમે જાણતા હશો કે આગસ્ટ મહીનામાં કેટલી ગરમી પડે છે. દોસ્ત બારે મજા થઇ, મેં તેની પાસે એક ગલાસ પાણી માગ્યું, શેતાની ડોશી ઉપરથી જોઇ રહી હતી, તે પણ બુઇ પોતાની ભત્રીજીના કારણે નીચે ઉતરી પડી. મને જોઇને ડોશી તાણીને બોલી, પાણી પીધા પછી મેં ગપ્પા ચલાવ્યાં, ગપ્પા ઉપર ગપા સાંભળીને મારા હૃદયને ખેંચનારી બહુજ ખુશી થઇ રહી હતી. કેમ યાર, હું કેવો દિલ આકર્ષક છું. તે નહીં કહો કે ?" તેણે કહ્યું—"હું આપના માટે ખુરશી લાવું છું, યાર ડોશી બારે ખારીલી છે. તેથી હું તેનાથી ખાર રાખવા

લાગ્યો. તે પોતાની ભત્રીજી અને મારી પસંદ કરેલીની ભારે નંજર રાખતી હતી. મેં મનથી ઇચ્છયું કે, કેવી રીતે પોતાના રહેવાના ઠેકાણાની વાત તેને કહું, તથાપિ ડોશીએ બિલકુલ વખત આવવા દીધો નહિ. છેવટે હું મારું ફાટેલ કોથળીના જેવું મોહું લઇને મારા ઘેર ગયો, હંમેશા તો પાણી મળી શકતું નહિ, તથાપિ બંદા વ્હાલીના સારૂ રોજ ચકર લગાવતા હતા. હું મારી વ્હાલીને મેળવવાની તરકીબમાં હતો, સમજ્યા જેમ કોઇ જનરલ સેનાધિપતિ પોતાના લશ્કરના સંબંધમાં યુક્તિ ઘડતો હોય તેવીજ યુક્તિ હું પણ ઘડવા લાગ્યો. તે દિવસે હું તસ્વીર બનાવી રહ્યો હતો, તે તસ્વીર એની હતી. સમજ્યા ? તે મારી વ્હાલી, તે રસ્તેથી નીકળી, થોડી વારે માલુમ પડ્યું કે, તે પોતાની સાહેલી અને ડોશી સાથે આગબોટમાં સફર કરવાવાળી છે.”

વાંચક, સમજી ગયા હશે કે, તે ઓરત કોણ હતી ? તે દીલારા હતી, સાથે સાહેલી ગુલબદન હતી. અને ડોશી અમીના હતી.

ગુલબદનની ફોઇએ પહેલા સફદરજંગના પત્રની રાહ જોઇ. જ્યારે દશ દિવસ વીતી ગયા ત્યારે તે સફદરજંગને કઠણ હ્દયનો સમજીને ગુલબદનને તે સાથેનો ઇશ્ક છોડાવવાનું ચાહ્યું. ડોશી પોતાની ભત્રીજી ગુલબદનને લઇને મુંબઇ ગઇ અને અત્યારે તે આગબોટ ઉપર સફર કરી રહી છે.

## પ્રકરણ ૩૧ મું.



### જહુરનો પ્રેમ.

એક જા રહતે નહીં આશકે બદ નામ કહીં,
દીન કહીં રાત કહીં સુબહ કહીં શામ કહીં.

જે દિવસે આગબોટ અરબસ્તાન તરફ રવાના થઇ ત્યારે પવન બંધ હતો મોસમ ભારે સારી જણાતી હતી, જહુરને તે સ્ત્રીને જોવાની પીડા પડી હતી.

જહુર—"તમે અહીં રહો, હું આગબોટના પેલા કિનારા સુધી ફરી આવું."

સૂર્ય ડૂબી ગયો, રાત પડી ગઇ. તારોડીઓ ચમક ચમક કરીને પાણીમાં પોતાનું તેજદાર મોહું જોવા લાગ્યા સફદરજંગ આગબોટના કિનારા ઉપર ઉભો રહીને સીનેરીની મજા લઇ રહ્યો હતો, તેના મિત્રે આવીને તેને ચોંકાવી દીધો.

જહુર—(હસીને) "લાવો દોસ્ત હાથ મીલાવો, હું મારી વહાલીને મળ્યો અને વાતો પણ કરી આવ્યો. પુછો કેવી રીતે ગયો!"

સફદરજંગ—"ત્યાં તમે તેને કેવી રીતે મળ્યા?"

જહુર—"વારૂ, સાંભળો, હું ઓરતોના ઓરડામાં ટહેલી રહ્યો હતો, તે પણ પાસેજ ટહેલી રહી હતી, ખુદાની કૃપાથી આગબોટમાં પાણીનો ધકો લાગ્યો તે લડથડીને મારા ઉપર પડી, તથાપિ

મેં બચાવી લીધી, દોસ્ત, તેણે બીજું કાંઇ કીધું નહિ પણ ફક્ત એટલુંજ કહ્યું કે, માફ કરજો, હું પહેલ વહેલીજ આગબોટમાં બેઠી છું. હું આગબોટના ધક્કાથી બિલકુલ નાવાકેફ હતી. મને નોકરડી જોઇએ, મારી બુઢી સાહેબ બહુજ બિમાર છે. મેં કહ્યું—"હું હમણાંજ નોકરડીને બોલાવી આપું છું, અને બોલાવી પણ દીધી; અને તે ડોશીની બિમારીના ખબરથી બહુજ ખુશાલી ઉપજી, તેની સાહેલી અમને આ વાતમાં દખલ કરતી નહોતી, મેં મારી વ્હાલીને પાસે બેસવાની દરખારત કરી તે બેશી ગઇ, મને તો તે વખતે ખુશાલીનો પાર રહ્યો નહિ. થોડી વારમાં તે ઉઠીને અંદર ચાલી ગઇ અને હું તમારી પાસે આવ્યો. દોસ્ત! ગભરાઓ નહિ, ખુદા ચાહશે તો બે ચાર દીવસમાં મજાહ મજાક થઇ જાય."

સફદરજંગ—"તમે પણ ઠીક છો, ભલા તમે કે હું કોણ ગભરાવા માંડયું ! સાંકડા મનના માણસ ! એક સ્ત્રીને તમે તમારા કાબુમાં ન લાવી શકયા? હજુ શું? હજુ તો વરસો સુધી ટક્કર ખાશો. કેમકે દોસ્ત! તમારામાં અતદાઇ હાંસી હાંસીને ભરી છે. નજર લગાડતાની સાથે ઓરતને ફંદામાં ફસાવવી જોઇએ."

વાંચક, જરા સફદરજંગને પૂછો કે, ગુલબદનને કેમ ફંદામાં લાવી શકયા નહિ? આ વખતે કેવી મોટી મોટી વાતો કરી રહ્યો છે.

એક હફતો વીતી ગયો, તથાપિ પાછી તે ઓરત યાને દીલારા બહાર ન નીકળી.

જહુર પોતાની રાખેલી નોકરડીથી હમેશાના ખબર મેળવી શકતો હતો, તેણે ડોશી સાથે દોસ્તી કરવાનો ઇરાદો કરી લીધો.

વખતે વખતે ડોશીને સલામ પણ કહેવડાવવા લાગ્યો. ડોશી ચાલાક હતી. સમજી ગઈ.

ડોશી—" એ વાત શું છે ? એ માણસ દિવસમાં ઘણું વખત મારી ખેરીઅત કેમ પુછે છે ? દીલારા ? માલુમ પડે છે, તેને તારી સાથે ઇશ્ક છે. દીકરી દીલારા ! તું ગભરાઈ કેમ ગઈ ? હજુ તું જુવાન છે અને તેની લાગણી તારા ઉપર આવી ગઈ તો તેમાં તાજુબી શું છે ?

દીલારા શરમાઈ ગઈ, મંદહાસ્ય કરીને નજર નીચી કરી લીધી.

ડોશી—" દીકરી ગુલબદન ! તમારી શાદી પણ હજ કરીને પાછી કરૂં કે તુરતજ કરી આપું. તું સજ્જાખ સાથે શાદી કરી લે. "

વાંચક, આ એ સજ્જાખ છે કે, જે જમશેદની સાથે લડાઈ થતી વખત સફદરજંગની પાસે હતો, જેને સફદરજંગે ગુલબદનની ક્યી પોતા સાથે દફન કરવાને માટે કીધું હતું.

ગુલબદન—" ફોઈબા, મને તેવી વાતો સાંભળવાનો હક્ક નથી, તેવી વાતો હું સફદરજંગના સંબંધમાં સાંભળી શકું છું. કેમકે સફદરજંગ સાથે મારી શાદી નથી થઈ, તથાપિ માગણી વિગેરે શાદીની બધી રીત થઈ ગઈ. હું તેની અરધી બીબી થઈ ચુકી. "

અમીના—" દીકરી ! તે દુનિયામાં સહુથી વધુ પ્રેમહીન છે. તું તેની મહોબત છોડી દે.

ગુલબદને ડોશીના તરફ નારાજ થઈને જોયું. ગુલબદને કહ્યું " ફોઈબા ! એક વખત તમે સફદરજંગને જેટલાં ચાહતા હતા તેટલાં આજ તમે કેમ નારાજ થઈ ગયા ? અફસોસ !

ગુલબદને હલકો નીસાસો નાખ્યો. ડોશી ચુપ થઇ ગઇ.

આ તરફ અમારા જહુર સાહેબ ચૂપ નહિ હતા, તેણે એક પત્ર લખ્યો જેમાં દીલારાની મુલાકાત લેવાની પરવાનગી માગી હતી. ચીઠીના પછી–તેણે એક છબી બનાવી તસ્વીરમાં તે મકાનનો નકશો હતો જેમાં ગુલબદનની ડોશ રહેતી હતી. અગર; તો જેમાં પહેલવહેલા તેણે દીલારાને પાછળ જઇને જોઇ હતી. મકાનની છબી ઘણી ખૂબસુરત દેખાતી હતી. ખડકીમાં દીલારા દેખાતી હતી.



## પ્રકરણ ૩૨ મું.



### ગુલબદન નવી આફતમાં.



" એ ફલક તુને દિયાથા ગમ જો ખાને કે લિયે,
વહુ ભી હિસ્સા કર દીયા સારે જમાને કે લિયે.

જહુરે આગબોટના ફરસ્ટ રૂમમાં દીલારાની પાસે પત્ર મોકલ્યો અને બહાર ટહેલવા લાગ્યો.

મોસમ બદલાઇ રહી હતી, આકાશ ઉપર કાળાકાળા વાદળા આવવા માંડયા હતા, હવા બદલાઇ ગઇ સમુદ્ર મોજા ઉપર મોજા નાખીને આગબોટને અથડાવા ધકા લગાડવો માંડયો.

દીલારાએ કહેણ મોકલ્યું કે, હું આ વખતે આવી શકતી નથી ચાલ્યા આવતા તોફાનને જોઇને ડોશી ગભરાઇ ગઇ છે. બનાવેલી તસ્બીર ઇન્શાહ અલ્લાહ હું આવતી કાલે જોઇ લઇશ,

જહુર ચુસ્ત આશકની પેઠે કલાકો ગણવા લાગ્યો, તેને આજનો દિવસ જવો અને આવતો દિવસ આવવો બહુ મુશ્કેલ થઇ પડયો.

સફદરજંગ—( જહુરને ઘડીઆળ-લઇને બેઠેલો જોઇને ) જહુર હું જોઉં છું. તમે કલાકોથી ઘડીઆળ હાથમાં કેમ લીધું છે ? "

જહુર—" ( હસીને ) " દોસ્ત બોલો નહિ કાલ તેણે મળવાનો વાયદો કીધો છે. ઘડીઆળ તેટલા માટે જોઇ રહ્યો છું, કે, હજી કેટલી કલાક અને મિનિટ મુલાકાતમાં બાકી છે."

સફદરજંગ—(હસીને) "ભારે અજ્ઞાની છો, જુઓ છો, આજ રાત્રે તોફાન આવે તેમ જણાય છે."

જહૂર—"તેમાં શક નથી, આવો મારા ઓરડામાં આવો."

સફદરજંગ—"તમે જોતા હોવ તો જાઓ, હું જરાક ખમીને આવું છું."

બંને જણા ખુશી ખુશી થઇને જુદા પડયા. સફદરજંગને ખબર નહોતી કે તે ક્યાં સુધી ઉભો રહ્યો, સમુદ્રના મોજા ઉછળવા લાગ્યા, તોફાન ભારે જોરથી આવવા લાગ્યું, વીજળી ચમક ચમક કરીને તોફાની કાળા મોજામાં ગોથાં ખાવા લાગી; પવનના ઝપાટા સફદરજંગને આમ તેમ ધકેલવા લાગ્યા, સફદરજંગ ચાહનો પણ હતો કે, કોઇ રીતે જીવ નીકળી જાય. તે વિચારતો હતો, કે મને અહીં રોવાવાળું કોણ છે? ઇશ્કની આગ હવે સહન થઇ શકતી નથી.

એકાએક સફદરજંગના ખંભા ઉપર કોઇએ હાથ રાખી દીધો. પાછું વળીને જોયું તો આગબોટના કપ્તાનને બાજુમાં ઉભેલો જોયો.

કપ્તાન—"હુઝુર, આજ તોફાન ભારે વેગમાં આવી રહ્યું છે, આપ આગબોટના કિનારા ઉપર ઉભા રહો નહિ. હમણાં હમણાંજ એક ખુબસુરત છોકરો પાણીમાં પડી ગયો. મારૂં કહ્યું માનો અને નીચે ચાલ્યા જાઓ.

સફદરજંદ—(ઉદાસીથી હસીને) "તેમાં શક નથી કે, આપ હમદર્દીના કારણથી મને તેવી સલાહ આપો છો, તથાપિ મને માલુમ નથી. કેમ અહીં જીવ જાય છે? આપ નીચે જાઓ, હું હમણાં આવું છું."

બુઢો કપ્તાન ચાલ્યો ગયો. પવન વધુ વેગમાં આવવા લાગ્યો, પાણી પણ ખુબ જોરથી વરસી રહ્યું હતું. જાણે વાદળને કોઇ સંચામાં નાખીને નીચોવી રહ્યું હોય ? અર્ધી રાત પણ વીતી ગઇ. એકાએક આગબોટના નીચેના દરવાજામાંથી રોવાનો અવાજ આવવા લાગ્યો.

કડેડાટ કરીને વીજળી પડી, સફદરજંગ સમજી ગયો કે, આગબોટ ઉપર વીજળી પડી, તથાપિ તે એ ન જાણી શક્યો કે, વીજળીથી આગબોટને કેટલું નુકશાન પહોંચ્યું. આગબોટના બે ટુકડા થઇ ગયા હતા. છોકરા અને સ્ત્રીઓ રોવા લાગ્યાં હતાં. એકાએક અવાજ આવ્યો:—

" હોડી જલદી નીચે ઉતારો, આગબોટને વીજળીએ તોડી નાંખી."

એ અવાજ કપ્તાનનો હતો. બેશક આગબોટ ડુબી રહી હતી. હળવે હળવે કરીને મોજા આગબોટના ઉપર ચાલ્યા આવતા હતા. આગબોટ ધીમે ધીમે પાણીની અંદર જઇ રહી હતી, તે વખતનો દુઃખદાયક પ્રસંગ વર્ણનથી બહાર છે. દરેક તરફ હોડીના પોકાર થઇ રહ્યા હતા. લોકોનું રોવું, પીટવું, અને ખલાસીઓના શોર બકોર એક દુઃખદાયક પ્રસંગ દર્શાવી રહ્યા હતા. બધા હોડીના તરફ ટૂટી પડતા હતા, કોઇને કોઇનો ખ્યાલ નહોતો. અને હતો તો ફક્ત પોતાનો જીવ બચાવવાનો.

સફદરજંગનો ખ્યાલ એક વખત પોતાના મિત્ર જહુરના તરફ ગયો. તથાપિ તે તેને શોધે તો ક્યાં શોધે? તેમાં જે જવાંમર્દ હતા તેનું પહેલું કામ સ્ત્રીઓ અને બચ્ચાઓને બચાવવાનું હતું. બચાવનારાઓમાં પહેલો નંબર આપણા સફદરજંગનો હતો.

બધાને હોડીમાં ચઢાવી દેવામાં આવ્યા, માણસોને લઇને હોડી કિનારા તરફ ગઇ. જે માણસો ડુબી ગયા તેનું પુછવું પણ શું હતું, છેવટની હોડી લાવવામાં આવી, હોડીમાં કપ્તાન અને સફદરજંગ બેઠા.

કપ્તાન--"શાબાશ અંગતોડ મહેનત કરીને હોડી ચલાવો. નહિતર આગબોટ પોતાની સાથે આપણુને હોડી સહીત લઇ જશે."

સફદરજંગ—"કપ્તાન! જુઓ હજુ બધા માણસો નહિ બચે. સાંભળો, કોઇ સ્ત્રી આગબોટ ઉપર બુમો મારી રહી છે."

સફદરજંગના ચહેરાનો રંગ ઉડી રહ્યો હતો.

કપ્તાન—"પાછી હોડી હવે આગબોટની પાસે કેવી રીતે જઇ શકે છે ! એક જીવના માટે વીશ જીવ શા માટે ગુમાવવા જવા જોઇએ ?"

સફદરજંગ—(ખીજવાઇને) "ઉભા રહો, હું એક સ્ત્રીને તેવી ભયંકર હાલતમાં છોડી શકતો નથી. તમે હોડી ઉભી રાખો, હું જાઉં છું."

સફદરજંગ સમુદ્રમાં કુદી પડયો. ઘણું સરસ તરવાવાળા સફદરજંગ તોફાની સમુદ્રના મોજા ચીરીને આગબોટના તરફચાલ્યો.

કપ્તાન હસ્યો અને બોલ્યો—"એ માણસ ગાંડો છે."

કપ્તાને સફદરજંગનો કાંઇ પણ ખ્યાલ ન કર્યો, તે હોડીને ચલાવતો કિનારા તરફ ચાલ્યો.

જે વખતે આપણા ગ્રહસ્થ સફદરજંગ પાણીને ચીરતા ચીરતા આગબોટના તરફ જઇ રહ્યા હતા; તે વખતે તેના ઉપર શું ગુજરી રહી હતી, તે ફકત તેજ જાણતા હતા.

સફદરજંગ—"ગુલબદન! વ્હાલી ગુલબદન! શું તારો અવાજ હું સાંભળી રહ્યો છું. ખુદા તને પોતાની હીફાજતમાં રાખે. જ્યાં રહી પ્યારી તમે ખુશી રહો."

આગબોટને પ્હોંચવામાં તેને વધુ વખત જોયો નહિ, કેમકે વીજળીના ચમકારથી તે આગબોટ અને ગુલબદન બંનેને જોઇ લેતો હતો. ગુલબદન ડુબી જતા ભાગના એક તખ્તા સાથે વળગી રહી હતી.

સફદરજંગ—"વ્હાલી! આપણ બંનેનું મોત આવી ગયું. કુદી પડો! આ સિવાય બીજો કાંઇ ઉપાય નથી. હું હવે આગળ વધી શકતો નથી."

તે વખતે ગુલબદનને લાચાર થઇને આ વાત માનવી પડી, તે જીવ ઉપર આવીને કુદી પડી, સફદરજંગે આગળ વધીને તેને હાથ ઉપર લઇ લીધી.

સફદરજંગ—"પ્યારી તમે મારી પીઠ ઉપર ચઢીને વળગી જાઓ, નહિ તો બંનેનું મોત છે."

બહાદુર મનનો સફદરજંગ ભારે શકિતમાં આવી ગયો આ વખતે જયારે કોઇએ ગુલબદનથી પરવાહ કીધી નહોતી, તેવા વખતે તે તેને બચાવવા આવ્યો. તેણે જીંદગીની કાંઇ પણ પરવા કીધી નહિ, તેનામાં હવે આગળ વધવાની તાકાત નહોતી, તથાપિ પાછા ફરીને પણ તે જીવતોડ મહેનત કરીને આગળ વધ્યો. શું કોઇ તેવા બહાદુર જુવાનની તારીફ લખી શકે છે? જે વખતે આગબોટ ડુબ્યું તે વખતે પાણી ભારે જોરથી નીચે ગયું અને તે પછી ખુબ જોરથી



બચાવવા વાળો પોતાની પ્યારી ગુલબદન સાથે બચી ગયો,

સ્નેહ સરિતા. અમરસિંહજી પ્રેસ

પૃ. ૧૮૭ અમદાવાદ

ઉછળવા લાગ્યું. તથાપિ બચાવવાવાળો પોતાની પ્યારી ગુલબદન સાથે બચી ગયો.

તે ખુબ જાણતો હતો કે, ભારે મુશીબત અને જોખમે તેણે ગુલબદનને બચાવી, હજારો વખત હલાવવાથી તેના હાથ પગ ઢીલા પડી ગયા હતા, તથાપિ તે હીંમત કરીને આગળ વધ્યોજ જતો હતો. ખરૂં છે કે,–

"હિમ્મતે મરદા મદદે ખુદા"

સૂર્ય નીકળ્યો, સફદરજંગે એક કાળી ચીજ પોતાની પાસેથી વહેતી જોઇ.

સફદરજંગ—(હાંફતો હતો) "ખુદા બન્દકુ કરીમ તારા શુકરાના તેં આ વહેતી હોડી બક્ષી."

સફદરજંગે મુશીબતે હોડીને સીધી કીધી. બેહોશ ગુલબદનને તેના ઉપર સુવાડી દીધી, તે પછી પોતે પણ ચઢી ગયો. ચઢતી વખત તેને બેહોશી આવી ગઇ. તે ગુલબદનના પડખામાં બે ભાન થઇને પડી ગયો.



# પ્રકરણ ૩૩ મું.

## કુદરતની ખરાબ નજર.

એક આફતસે તો મરમર કર હુઆ થા જીના,
પડ ગઈ ઔર યહ કૈસી મેરે અલ્લાહ નઇ.

સફદરજંગ ભારે બેહોશીમાંથી ઉઠ્યો, શરદી અને મહેનતના કારણે તેના હાથ પગ અકડાઇ ગયા જણાતા હતા. તે હાથ પગ પછાડીને બેઠો થયો. તેણે તે સ્ત્રીના તરફ જોયું કે, જે સ્ત્રીનો જીવ બચાવવાના માટે તેણે પોતાના જીવનો પણ ખ્યાલ કર્યો નહોતો.

આ જીવતી છે કે મરી ગઇ? ગુલબદન પાણીમાં ભુસકો મારીને બેહોશ થઇ ગઇ હતી.

સફદરજંગ—"યા ખુદા! બેશક આ જીવતી છે, હું એકલો નથી."

તે વખતે સફદરજંગના મનનો કોણ અંદાજ કાઢી શકે તેમ હતું. જ્યારે તેણે તેના તરફ ઝુકીને જોયું કે આ બેહોશ તે ગુલબદન છે. તેને તો ગુલબદન આગબોટ ઉપર હતી તે પણ માલુમ નહિ હતું.

થોડા વખત પછી સફદરજંગે પ્રેમના ઉમળકાથી ચુંબન લેવું શરૂ કર્યું. તોફાન એકદમ બંધ પડી ગયું હતું. તથાપિ ગુલબદન હજુ સુધી હોંશમાં આવી નહિ.

સફદરજંગ—"હાય, હાય, માલુમ પડે છે કે, આ નહિ બચે. આ દેખાવ તો મોતનો છે. ગુલબદનના આ ગુલાબી ગાલ-હાય-આ

વખતે પીળા ગુલાબના જેવા થઇ ગયા છે. ( રોઇને ) વ્હાલી ગુલબદન! મેં તારો જીવ આટલા માટે બચાવ્યો નહોતો કે, તને મારી આંખોથી મરતી જોઉં. હું ગાંડો બની જઇશ."

ગુલબદન જ્યાં સુધી બેહોશ રહી ત્યાં સુધી સફદરજંગ દિલગીરીના કારણે ગાંડો રહ્યો. તેણે પોતાનો કોટ ઉતારીને સમુદ્રની હવાથી બચાવવા માટે તેને ઓઢાડી દીધો. તેણે તેનું માથું પોતાની જાંગ ઉપર રાખ્યું.

સફદરજંગનું ધ્યાન કોઇ બીજી આગબોટના તરફ પણ હતું. આગબોટ મળી જવાથી તેને ભારે મદદ મળત, રાત પણ આવી ગઇ તેથી તે પણ ખ્યાલ થયો કે, હોડી કોઇ આગબોટ સાથે ભટકાઇને ઉથલી પડે નહિ. રાત વિત્યા પછી તેણે ખુદાનો ઉપકાર માન્યો ગુલબદન હજુ હોંશમાં આવી નહોતી. દિવસ ઉગ્યો. તથાપિ સૂર્ય નીકળ્યો નહિ, વાદળામાં ઢંકાઇ ગયો. પવન કાંઇક જોરથી વાવા લાગ્યો જેથી ગભરાયેલા સફદરજંગનું મન વધુ ગભરાવા લાગ્યું.

હવે ગુલબદનને કાંઇક કાંઇક હોંશ આવવા લાગી. ધીમે ધીમે હોંશ આવી ગઇ, હોંશ આવતાની સાથે કેટલીક વખત ડુબવાને માટે ચાલી, તથાપિ સફદરજંગે રોકી રાખી. સફદરજંગને તેની વાતોથી એ માલુમ પડી ગયું કે, ગુલબદન તેની સાથે બહુજ ભારે મહોબત કરે છે. સફદરજંગ દુઃખી થઇને મનમાં કહેવા લાગ્યો, "આ વાત શું છે? જ્યારે તેને આટલી મહોબત છે, તો શાદી ન કરતાં નાશી કેમ ગઇ?" બીજા દિવસનું સવાર થયું, ચાર મૈલ ઉપર જતી એક આગબોટ જોવામાં આવી. સફદરજંગે ઉભા થઇને રૂમાલ હલાવવો શરૂ કર્યો, તથાપિ કોણ સાંભળે છે. આગબોટ ચાલી ગઇ, એક નિસાસો

નાખીને સફદરજંગ બેસી ગયો. તેની આંખોથી આંસુ નીકળવા માંડયા.

સફદરજંગ—" પ્યારી ! તે માણુસોએ આપણુને આપણા કિસ્મત ઉપર છોડી દીધા. ખુદા સિવાય અહીં કોઇ મદદગાર નથી. હવે ફકત મોત છે. "

બંનેના ગળા પાણી વિના સુકાઇ ગયા હતા, જીભ બંધ થઇ ગઇ હતી, જયારે કોઇ વખત ગુલબદન પાણી પાણી પુકારતી, ત્યારે સફદરજંગને ભારે દુઃખ થઇ આવતું. હવે તેઓ તરશને લીધે મરવાની તૈયારીમાં હતા. સફદરજંગ ગોઠણુ ઉપર બેસીને દુઆ માગવા લાગ્યો. ખુદાની કુદરત પણ નીરાળી હોય છે. હજુ તે દુઆ માગીને ઉઠયો પણ નહોતો કે વાદળાનો એક નાનો ટુકડો આકાશમાં આવી ગયો, થોડું પાણી વરસ્યું. સફદરજંગે પોતાના કપડાને તર કરી લીધું. ગુલબદનના વારંવાર પાણી માગવા પરથી સફદરજંગ કપડું નીચોવીને પાણી પાતો હતો.

સફદરજંગ--" હવે તો તકલીફ ઉઠાવતા ઉઠાવતા શરીર થાકી ગયું, હવે તો મોત આવો અગર બચવાનો ઉપાય. "

સફદરજંગે વિચાર કરી લીધો કે, જો આજ આગબોટ નહિ મળે તો કાલ સવારે ગુલબદનને લઇને પાણીમાં કુદી પડું. તેનું મન જાણતું હતું. ભારે મુશીબત અને ત્રાસ સહીત રાત ગુજરી. સવાર થતાંની સાથે સફદરજંગ ગુલબદન સાથે પાણીમાં કુદી પડયો, દુરથી આગબોટ આવતી જણાણી. આગબોટ તે માણુસોને બચાવવા માટે આવતી હતી. તથાપિ તેઓ પ્રથમથીજ કુદી પડયા અને મોજાઓએ બંનેને છુપાવી દીધા. તેઓને કુદતા જોઇને આગબોટથી બાર માણુસો કુદી પડયા તેઓએ આ બંનેને કાઢી આગબોટ ઉપર પહોંચાડયા, તે આગબોટ તુર્કસ્તાન જતી હતી.

આગઓટનો કમાન ગુલબદનનો ચહેરો બહુ વખત સુધી જોઇ રહ્યો. તે પછી જલદીથી ડોકટર પાસે જઇને કહ્યું—" મેં આવી હસીન છોકરી આજ દિવસ સુધી નથી જોઈ, તમે તેને બચાવો. માલુમ પડે છે કે તેની શાદી પણ હજુ થઇ નથી."

ડોક્ટર—" હું બંનેને સારા કરૂં છું. "

ગુલબદનની ખીદમતના માટે એક સ્ત્રી રાખવામાં આવી, એક હપ્તાની અંદર બંને જણા સારા થઈ ગયા. બંનેને સખ્ત તાવ આવ્યો હતો, તથાપિ ચતુર ડોકટરે બંનેને બહુજ ઉતાવળે આરામ કીધો.

સફદરજંગને પહેલા હોંશ આવી, હોંશ આવતાની સાથે તેણે પૂછ્યું—" મારી સાથેની સ્ત્રી જીવતી છે કે મરી ગઇ ? "

ડોક્ટરના હુકમથી તે ઓરત જવાબ આપવાના માટે ગઇ.

ઓરત—" તે નવજુવાન ઓરત બચી ગઇ, તથાપિ હજુ બહુજ બિમાર છે. "

સફદરજંગ—" જો તે નહિ બચે તો મારો જીવ પણ રહેશે નહિ. "

ઓરતે કમાનને કહ્યું કે, તે માણુસ તેનો આશક માલુમ પડે છે, કમાન સફદરજંગને પૂછવા લાગ્યો અને તેણે કહ્યું—" જેની સાથે હું પ્યાર કરૂં છું તેની સાથે તે માણુસ પ્યાર કરે એ કદિ નહિ બની શકે, હું તેને નહિ મળવા દઉં. "

કમાન પણ ગુલબદન ઉપર પુરી રીતે આશક થઇ ગયો હતો.



## પ્રકરણ ૩૪ મું.



### શું ગુલબદન મરી ગઇ ?

ફિરી હુઇ જો જરા ચશ્મ યાર દેખેંગે,
જિગરકો સીનેકો દિલકો ફગાર દેખેંગે.

જે વખ્તે સફદરજંગને માલુમ પડ્યું કે, ગુલબદન બચી ગઇ, ત્યારે તે બહુજ ખુશી થયો. ખુશ ખબર સાંભળ્યા પછી તેને કાંઇક નિંદ્રા આવી, તે સુઇ ગયો. સફદરજંગની જ્યારે નિંદ્રા ઉડી ત્યારે જોયું તો રમાન અને તે સ્ત્રી તેના તરફ ઝુકી રહ્યા છે. સ્ત્રીએ કહ્યું:—"કમાન સાહેબ આપની વાત સમજી શકતા નથી. હું આપની મતલબ તેને સમજાવી દઉં છું, તે તુર્કી ભાષા જાણે છે. રમાન સાહેબ પૂછે કે, આપની તબીઅત કેમ છે ?"

સફદરજંગ—"ખુદાની મહેરબાનીથી બહુજ સારો છું. એ બતાવો કે, તે જુવાન છોકરીની તબીઅત કેમ છે ? કાલે આપે કહ્યું હતું કે, તેની તબીઅત સારી થતી જાય છે. હવે કેમ છે ?"

ઓરત—"બેશક તમે છોકરીના આશક છો ?"

સફદરજંગ—"જી, હું તે છોકરીનો આશક છું. તેના માટે મારા જીવની હું પરવા કરતો નથી."

ઓરત—"અને તે પણ આપને ચાહે છે ?"

સફદરજંગ—(હસીને) "જી હા,"

ઓરતે બધી વાત કપ્તાનને કહી. ગુસ્સાને લીધે કપ્તાનનો ચહેરો લાલ થઇ ગયો.

ઓરત—( સફદરજંગ સાથે ) " કપ્તાન સાહેબ કાંઇક કહેવા માગે છે. "

સફદરજંગ—"શું તે છોકરીના સંબંધમાં?" સ્ત્રીએ માથું હલાવ્યું.

સફદરજંગ—" ખુશીથી કહો. "

ઓરત—" ખરેખરી વાત છુપાવવાથી કાંઇ ફાયદો નથી. તે છોકરી કેટલાક દિવસ થયા મરી ગઇ છે."

આ વાતે સફદરજંગને મુડદુ બનાવી દીધો. તેની રગે રગમાંથી આગ નીકળવા લાગી. તેના મોઢામાંથી કાંઇ વાત નીકળી નહિ, મોત કરતાં પણ વધુ તેને દુઃખ થયું. તે આકાશના તરફ હાથ ઉંચા કરી કરીને મોતની દુવા માગવા લાગ્યો.

કપ્તાન અને ઓરત ત્યાંથી ચાલ્યા ગયા. સફદરજંગ રોઇ રોઇને કહેવા લાગ્યો:—" પ્યારી ગુલબદન મરી ગઇ ખુદા ! તેં મને શા માટે જીવતો રાખ્યો ? મારો જીવ આ ભયંકર સમુદ્રમાં કેમ બચી ગયો. હવે હું કેમ કરીને જીવતો રહું. હું હવે કેમ કરીને ગુલબદનને મળું ? હાય ! આ ખુશીના વખતે આ નાખુશીની વાત મેં સાંભળી, હાય ! ગુલબદન મને પુરી રીતે ચાહતી હતી. ત્યાં મને ગુલનારે અવળે રસ્તે ચઢાવ્યો. મેં નક્કી કરી લીધું હતું કે, આ વખતે બચીએ તો પછી કદિ પણ જુદા પડીશું નહિ. હવે તે મરી ગઇ. માલુમ ન પડયું કે કોણે તેને સમુદ્રમાં નાખી દીધી. અફસોસ ! તે મારાથી હંમેશાને માટે જુદી થઇ ગઇ."

એકાએક ડોકટર આવ્યો. સફદરજંગને જોઇને ડોકટર ભારે દુઃખી થયો. ઓરત અને કપ્તાનને બોલાવીને પુછ્યું, તથાપિ તેણે બંનેએ બહાનું કાઢી પાછળ બની ગયેલી વાત ન બતાવી. ડોક્ટરના જવા પછી સ્ત્રીએ કહ્યું:—"કપ્તાન સાહેબ કહે છે કે, હિંદુસ્તાનની કોઇ આગબોટ મળી જવાથી આપને તેના ઉપર સ્વાર કરાવી દઇશું."

સફદરજંગ—"તે તેમની મહેરબાની છે. મને હિંદુસ્તાન સાથે કામ નથી, તેમ નથી તુર્કસ્તાન સાથે. હા, કદાચ અરબસ્તાનની આગબોટ મળે તો સારૂં થાય." રાતના એક આગબોટ અરબસ્તાન જવાની આવી. કપ્તાને સફદરજંગને તેનાપર ચઢાવી દીધો. જ્યાં સુધી આગબોટ નજરથી દુર ન ગઇ, ત્યાં સુધી કપ્તાન એકી નજરે તે તરફ જોતો રહ્યો.

ગુલબદને હોંશમાં આવી જઇને સફદરજંગની હકીકત પૂછી. તેને તે વાતથી ખુશાલી ઉપજી કે, સફદરજંગે મારો જીવ બચાવ્યો. હવે બંને જણા સંપૂર્ણ ખુશાલી સાથે મહોબત અદા કરશું. ગુલબદને હળવે રહીને ખીસામાં હાથ નાખ્યો અને જોયું તો જમશેદનો દીધેલો રૂક્કો મોજુદ હતો. બેશક ગુલબદનની ઇચ્છા થઇ હતી કે, જમશેદની દીધેલી ચીઠી આપીને સફદરજંગ પાસે માફી માગું.

ગુલબદન—(મનમાંને મનમાં) "હું તેના પગમાં પડી જઇશ અને કહીશ કે હવે મને ફરીથી હૃદયમાં ચાંપો અને મહોબત કરો."

તેની ખુશાલીનો પાર રહ્યો નહિ. તેણે માન્યું કે, પ્રભાત થતાં અમે બંને જણા મળીશું. ગુલબદને ઓરતને પુછ્યું—"હું કઇ તરફ જઇ રહી છું."

ઓરત—"તુર્કસ્તાન."

ગુલબદન તે સાંભળીને કાંઇ પણ નિરાશ થઇ નહિ. કેમકે તે પોતાના વ્હાલા સાથે હોવાથી તેને કોઇ વાતની દિલગીરી નહોતી, ભલે આગબોટ તુર્કસ્તાન જાય અગર કોઇ બીજા સ્થળે. તેને તો ફક્ત પોતાનો આશક મળવો જોઇએ. તે સરદરજંગની પાસે રહેવાના ખ્યાલથી બહુ ખુશી થઇ. ગુલબદને ઓરતને પૂછ્યું, "શું મારા ચહેરા ઉપર વધુ મલીનતા છવાઇ ગઈ છે? શું હું બદસુરત માલુમ પડું છું?"

ઓરત—"જે જુવાની તમારા ઉપર પડેલા હતી તેજ હાલ છે."

ગુલબદન—"હું કાંઇક પૂછવા માગું છું. મહેરબાની કરીને મારી બેચાર વાતો સાંભળી લ્યો."

ઓરત—(બેશીને) "બે ચાર શું બાબા સેંકડો વાતો સાંભળીશ. કહો?"

ગુલબદન—તે નવ જુવાનની શું સ્થિતિ છે? તેણે કાંઇ મારી વાત પૂછી?"

ઓરતે એવો જવાબ દીધો કે જે સાંભળતાની સાથે અક્કલના ટુકડે ટુકડા ઉડી ગયા.



# પ્રકરણ ૩૫ મું.

## કપ્તાનની મુલાકાત.

ફિરાકે યાર મેં ઝેલીં મુશીબતેં ક્યા ક્યા.
ગુજર ગઈ મેરે સરપર ક્યામતેં ક્યા ક્યા.

ઓરત—"નહિ, તેણે કાંઈ પૂછ્યું નહિ, મને પણ મારે તાજુબી ઉપજે છે." તે સાંભળતાની સાથે ગુલબદનનો રંગ પીળો પડી ગયો. તે ભારે દુખીઆરી માલુમ પડવા માંડી.

ગુલબદન—"શું તે હજુ સારા થયા નથી? મને ભારે ફિકર થાય છે, બતાવો, તેની શું હકીકત છે."

ઓરત—"જો તે આ આગબોટ ઉપરથી ચાલ્યા ન ગયા હોત તો અત્યાર સુધીમાં સારા થઇ જાત." એ સાંભળતીની સાથે ગુલબદન ગભરાઇ ગઇ. ગુલબદનને દુનિયા નર્ક જેવી જણાવા લાગી.

ગુલબદન—"શું આ આગબોટ તેણે છોડી દીધી? તે હવે આ આગબોટ ઉપર નથી." સ્ત્રીએ માથું હલાવી દીધું. ગુલબદને અફસોસ સાથે પૂછ્યું. "તે કેવી રીતે જઇ શકે?"

ઓરત—"તેણે હોશમાં આવતી વખતે કપ્તાનને કહ્યું કે, અરબસ્તાન જવાવાળી આગબોટમાં મારે જવું છે. આગબોટ આવવાથી કપ્તાને તેને ચઢાવી દીધો એટલુંજ નહિ પણ તે સાથે તમને પણ લઇ જવાનું કહ્યું. કપ્તાને બહુજ કહ્યું કે, અમે કઇ જગાએ જઇશું તે નક્કી નથી. તથાપિ તેણે જવાબ આપ્યો કે, જ્યાં જાઓ

ત્યાં લઇ જાઓ, અગર ચાહે તે કરો; મારે તેની સાથે કાંઇ કામ નથી." એ સાંભળીને ગુલબદનની હાલત બદલાઇ ગઇ. ઓરત પોતાના મનમાં ડરી કે, ક્યાંક દિલગીરીના લીધે મરી જાય નહિ. તે ત્યાંથી ચાલી ગઇ. જતી વખતે ઓરતે કહ્યું--"શું તમને તેની સાથે મહોબત છે ? " તથાપિ ગુલબદને કાંઇ જવાબ આપ્યો નહિ.

ઓરતે કપ્તાનની પાસે જઇને કહ્યું—" હું તે છોકરીની પાસેથી ખબર લાવી છું, મને ઇનામ આપો અને મારા ધણીને પાઘડી બંધાવો. "

કપ્તાન--" ઉતાવળ શેની છે ? બધું ધીરે ધીરે બની જશે. "

ગુલબદન પોતાના જીવતા રહેવાના સંબંધમાં ભારે અફસોસ કરતી હતી. ખરેખર સરદારજંગના વિના તેની જીંદગી પણ ધૂળ હતી એક બીજી ગરૂર હુસ્ને તેનું દિલ તુટી જતું અટકાવ્યું.

ગુલબદન—( મનમાંને મનમાં ) " અફસોસ ! તેં મને આવી હાલતમાં છોડી દીધી, હવે હું પણ તારી સુરતથી નફરત કરૂં. જો તને પહેલાં ખબર હોત કે, આગબોટ ઉપર ગુલબદન છે તો તું આવત પણ નહિ, તથાપિ મારો જીવ બચાવ્યા પછી પણ જ્યારે તેં મને ઓળખી તો સમુદ્રમાં ડુબાડી શા માટે ન દીધી ! "

હરરોજ તે ઓરત કપ્તાન પાસેથી એવા ખબર લાવતી કે, તે તારા ઉપર દીવાનો થઇ રહ્યો છે.

ગુલબદનની દેહને આ વાતોથી દુઃખ થતું નથી. હવે તેને તુર્કસ્થાનની મુસાફરી બુરી માલુમ પડવા લાગી. તે હરરોજ ઓરતની ખુશામત કરતી હતી કે, મને મુંબઇ જનારી આગબોટ ઉપર સવાર

કરાવી હશે, ગુલબદનને એ વિચારીને ખુશાલી થતી હતી કે, તેની ફોઇ બચી ગઇ છે. તેણે પોતાની ફોઇ અને દીલારાને આગબોટ ઉપર જતાં જોયા હતા. ગુલબદને કોઇ આગબોટ જોઇ ઓરતને કહ્યું, તથાપિ ઓરતે જરા પણ સાંભળ્યું નહિં. "હું કંઇ જાણું નહિ. કપ્તાનને કહો."

ગુલબદન તુર્કી બોલી જાણતી હતી. તે દીવાના બનેલા કપ્તાનની પાસે ગઇ. ગુલબદને તુર્કી ભાષામાં તેને કહ્યું—"હું આપની સાથે કાંઇક વાતો કરવા માગું છું," ત્યારે કપ્તાનને ભારે તાજુબી ઉપજી.

કપ્તાને બેસવાની ખુરશી આપીને કહ્યું—"જેટલી વાતો કરવી હોય તેટલી વાતો કરો." ગુલબદને બેસવાનો ઇનકાર કીધો, તેણે પોતાની જવાની વાત કહી કપ્તાન તેની વાતો સાંભળીને જોરથી હસ્યો જેથી સાફ ઇન્કાર જાહેર થયો.

કપ્તાન—"આપ આપના દોસ્તની પાસે જઇને શું કરશો? આપ પહેલાં એ કહો કે, જ્યારે કોઇ મલ્લાહ મોતી પામે તો શું તેને જાણી બુઝીને ખોઇ નાખે કે? નહીં. તેને તો બહુજ કાળજીથી રાખે છે. અગર કોઇ માણસને તાપમાં સફર કરતા કરતા કુંજ મળી જાય તો શું તેને છોડીને ચાલ્યો જાય? લોક ખુબસુરત ચિડિયોને જ્યારે પકડી શકતા નથી ત્યારે તેને બંદુકથી શા માટે મારે છે? હું સફર કરવાવાળો અને નિશાને બાજના જેવો છું, પ્યારી, તું મારી થઇ ચુકી. હું તને છોડી શકતો નથી. તું છે હિંદુસ્તાનની, હું છું તુર્કસ્તાનનો, મારા દેશના લોક ભારે શરીર છે, અમે દસ્કના જંગમાં બરાબર ફતેહમંદ થયા છીએ. કોઇ વાત જોવા પછી તેને હું મારી કીધા પછીજ છોડું છું, મેં તમને જોતાંજ કહી દીધું હતું કે, આને છોડીશ નહિ તમે મારાં થઇ ચુક્યાં."

તુમ ખુદ હી મુન્સફી ક્યોંકર ન આયે દિલ,
જાદુ ભરા હુઆ હૈ તુમ્હારી નિગાહ મેં.

ગુલબદન—" અમારા મુલકનો રિવાજ છે કે, કન્યા વરને પસંદ ન કરે તો તેની સાથે લગ્ન થઇ શકે નહિ મહેરબાની કરીને આપ કદિ પણ તેની વાત મારી સાથે કરશો નહિ, હું આપને સાફ જવાબ આપું છું કે, તુર્કસ્તાન આવી શકતી નથી. જ્યારે જોગ આવે ત્યારે આપ મને બીજી આગબોટ ઉપર ઉતારી દેજો. "

કમાન—" સારી વાત છે, જ્યાં અમે ઉતરીશું તે એક સુનસાન ટાપુ છે. ત્યાંના ગાંડા માણુસો અમારી કોમના જાની દુશ્મન છે. સારી વાત થશે કે, જ્યારે આપ તે માણુસોના હાથ પડી જશો. "

એ વાત સાંભળવાથી ગુલબદનને ભારે દુઃખ થયું, તથાપિ તે બહાદુર હૃદયની છોકરીએ ગુસ્સાથી કહ્યું—" સારી વાત છે, આપ મને ત્યાં લઇ જાઓ. "

કપ્તાન—"હું તે માણુસો માંહેલો નથી કે ઓરતોનો હુકમ સાંભળું. અમારામાં તો મરદ હુકમ કરે અને ઓરતો સાંભળે. મને તમારી સાથે મહોબત છે તમારે તુર્કસ્તાન જવું પડશે. મારી વાત જુઠી માનશો નહિ. હું તમને ત્યાં લઇ જઇશ અને જરૂર લઇ જઇશ."

ગુલબદનને ભારે ગુસ્સો આવી ગયો, તે બડબડાટ કરતી પોતાના ઓરડા તરફ ચાલી ગઇ.

ગુલબદન ઓરડામાં બેશીને મનમાં ને મનમાં કેહેવા લાગી—" હું કદિ પણ તુર્કસ્તાન જાઉં નહિ. અગર જાય તો મારી લાશ જાય. તે માટે બહેતર છે કે, આ મોજામાં જીવ અર્પી દઉં. કે જે મોજામાંથી સફદરજંગે મને બચાવી હતી. (રોઇને) મારા પ્યારા સફદરજંગ? તમે મને બચાવીને આ તકલીફમાં કેમ છોડી દીધી.

## પ્રકરણ ૩૬ મું.

---

### હૈદર અને ગુલબદન આફતમાં.

—:૦:—

જાનસે અપની ગુજરતે હૈ ગુજરને વાલે,
મોતકી રાહ નહીં દેખતે મરને વાલે.

ગુલબદનનું દીલ બહુ ગભરાવા લાગ્યું, તેને માલુમ પડતું હતું કે, પિતાજીના જવાથી પોતાના ઉપર પહાડ તુટી પડ્યો, તે રોઇને કહેતી હતી કે—"પિતાજી તમે મને આ દુઃખ, આ ફિકર અને આ જાલીમ દગાબાજ દુનિયામાં મુકીને કેમ ચાલ્યા ગયા?"

જ્યારે તે પોતાનો પહેલાનો વખત વિચારતી હતી ત્યારે દિલ તુટી જતું હતું, કહેતી હતી કે-

બદલતા હૈ સફદર કુછ એસા જમાના,
કે હૈ આજ ઇસકા કલ ઉસકા જમાના;
લડકપન થા જબ તક ન થી ફિક્ર કોઇ,
બહુત યાદ આતા હૈ પિછલા જમાના,
બહુત મેહરબાં થા બહ એપીર મુઝપર,
હુઆ હૈ અભી ઇસકો થોડા જમાના.

એકાએક દરવાજાને ખડખડાવવાનો અવાજ આવ્યો. ગુલબદને દરવાજા ઉપર જઇને નામ પુછ્યું. ધીરેધીરે કહ્યું. "ભય ન પામો હું તમારો દોસ્ત છું."

ગુલબદન કાંઇક ચોંકી તેને યાદ હતું કે, તેવો સાદ કોઇ વખત સાંભળ્યો છે. ફરીને અવાજ આવ્યો, "જરા પાસે આવીને સાંભળો." ગુલબદને તેમ કર્યું. અવાજ પાછો આવવા લાગ્યો. હું તે છોકરો છું, મેં આપને આગબોટમાં ચઢતા જોયા હતા. મારી માંદગીને કારણે આપ મને ઓળખી શક્યા નહિ, જો નામ યાદ હોય તો ઓળખો. હું હૈદર છું.

ગુલબદને કમાડ ઉઘાડી નાખ્યું, જોયું તો સામે હૈદર ઉભો હતો.

હૈદરે નીચી નજર રાખીને કહ્યું—"બહેન!"

ગુલબદન—"ભાઇ હૈદર! આવો બેશી જાઓ. કહો હું તમારૂં કાંઇ કામ કરી શકું છું?"

હૈદર—"બહેન! હું તો ખુદ આપને બચાવવાના માટે કાંઇક વાયદો કરવા ચાહું છું. હું કપ્તાનની બધી વાતો સાંભળી રહ્યો હતો, જો હું બાળક નહિ હોત તો તેને મારી મારીને લોથ કરી નાખત. તેણે જે વાતો આપને કહી તે સાંભળીને મારા હૃદયમાં નસ્તર વાગી ગયું છે."

ગુલબદન—(હાથ મેળવીને) "શું તમે મારો જીવ બચાવવાના માટે આવ્યા છો."

હૈદર—"બહેન! હું એક હોડી નીચે ઉતારી દઉં છું, આપ તેમાં બેસો. હું આપને લઇને નાશી જાઉં."

ગુલબદન—"ભાઇ! આફતમાં ફસાઓ નહિ, યાદ રાખો. જો તે શેતાનીને ખબર થઇ ગઇ તો તે તમને જીવતા છોડશે નહિ."

હૈદર—(હસીને) "બહેન? હું તે વાતોનો પહેલાથી ખ્યાલ

કરી ચૂકયો છું. ને આપ બચી જાઓ તો મારા જીવની કાંઇ પરવાહ નથી, શું આપ મારો વિશ્વાસ કરશો ?”

ગુલબદનનો ગુલાબી ચહેરો વિશ્વાસ કરી રહ્યો હતો. તેણે કહ્યું—“ હૈદર ! ભાઇ હૈદર ! હું તારો વિશ્વાસ કરૂં છું.”

હૈદર ગુલબદનને લઇને આગબોટના તખ્તા ઉપર ગયો. રાત બહુજ અંધારી હતી. હૈદરે પાણી અસર ન કરે તેવો એક કોટ ગુલબદનને પહેરાવી દીધો. તોફાન પણ બહુજ ઉતાવળે આવવાનું હતું.

હજુ તે ચાલ્યો પણ નહિ હતો. કે વરસાદ વરસવા લાગ્યો, વીજળી ચમકવા લાગી, તોફાન જોરથી વધવા માંડયું. ભયથી કંપતી છતાં બહાદુર હૃદયની ગુલબદન હૈદરની સાથે અંધારામાં તે હોડી તરફ ગઇ, જે તોફાનની હાલતમાં નીચે ઉતારી નાખવામાં આવી હતી.

હોડી ચાલી તથાપિ ગુલબદનના નશીબ બહુજ ખરાબ હતા. એકવાર જોરથી વિજળી ચમકી અને બધો ભેદ ખુલ્લો પડી ગયો. દસાને ગુલબદનને જાતે જોઇ લીધી, તેણે પોતાની માતૃ ભાષામાં જોરથી ખીજવાઇને કહ્યું:—“ મારા બહાદુર માણસો ? નાસનારાનો પિછો પકડો. તે હોડી જુઓ ચાલી જાય છે. જે શખસ તેને લાવી આપશે તેને મોટું, ભારે મોટું ઇનામ આપીશ છોકરી ચાહે તો મરી ગયેલી હોય વા જીવતી તેને લાવો.”

વિજળીના ચમકારાની મદદથી દસાને ગોળી ચલાવી, ગોળી હૈદરના હાથમાં વાગી, તે બિચારો ઉછળીને હોડીમાં ઉંધો પડી ગયો.

ગુલબદન—( રોઇને ) “ હાય હાય ભાઇ ? આ બધું મારા માટે બન્યું. હાય તમે જખમી થઇ ગયા. જો તમે મારી મદદ ન કરત તો પણ સારૂં હતું.”

હૈદર—" બહેન ! બુરા મોત કરતાં નેક મોત સારૂં છે. "

જખમના કારણે દરદ બહુ વધી પડયું, હૈદર હવે થોડી મિનિટ નો મહેમાન હતો.

હૈદર—" આપ મારા માટે દિલગીર થાઓ નહિ, કેમકે હું એ વાતથી ખુશી છું કે, મારી બહેનની જીંદગી બચાવતા મરી રહ્યો છું."

ગુલબદન—( તકલીફથી ) " હું, ભાઇ એવું ન કહો, ખુદા ન કરે કે તમે મરો. ખુદા તમારા ઉપર રહેમ કરે."

ગુલબદન અંધારી રાતના કારણે હૈદરનો ચહેરો પણ જોઇ શકતી નહોતી.

હૈદર—" આપને ખબર નથી કે, ખલાસીઓ મને કેદ કરવાને માટે આવી રહ્યા છે, હું અહીંથી કુદી પડું છું. તે માણસો મને ઉડાવી લેશે. બહેન ગભરાઓ નહિ."

" જીતે રહેંગે તો ફિર ભી મિલેંગે."

ખલાસી લોક બિલકુલ નજદિક પહોંચી ગયા હતા. ગુલબદનને પકડતા પકડતા હૈદર પાણીમાં કુદી પડયો. ખલાસીઓએ તેને ઉઠાવીને હોડી ઉપર લીધો. કુદરતની ખુબી હતી. તે વખતે તોફાન અહુજ ભારે થવા માંડયું. ગુલબદનની હોડી એક બાજુ જતા જતા અલોપ થઇ ગઇ તેથી તે ખલાસીઓ તેને કેદ કરી શકયા નહિ.

સવાર થતા સુધીમાં તો હોડી એક કિનારા ઉપર જઇ પહોંચી. ગુલબદનનું દિલ ખુશાલીને લીધે પ્રસન્ન થઇ રહ્યું હતું. તે સાથે બીજી તરફ હૈદરનો ખ્યાલ તેને ભારે દુઃખ આપી રહ્યો હતો.

# પ્રકરણ ૩૭ મું.

## હું જોગણ બનીશ.

દિલસે મરકર ભી ન અશક ખુતે નાદાં નિકલા.
હશ્રકે રોજ ભી મૈલ ચાક ગરેબાં નિકલા.

કોઇએ કહ્યું—" ગુલબદન છે ગુલબદન, મારી વ્હાલી ગુલબદન " ગુલબદને નરાઇથી પોતાનો હસીન ચહેરો તે તરફ ફેરવ્યો, જોયું તો તેની ફોઇ ઉભી હતી.

ફોઇ—( હસતી હસતી ) પ્યારી ગુલબદન ! દિકરી તું ક્યાંથી આવે છે ? ( ગળે લગાડીને ) તું કેમ કરીને આવી ? મને તો માલુમ હતું કે, તું ઉંચેથી કુદી પડી. ( સાદ પાડીને.) કોઇ છે ? અરે કોઇ છે ? જલદી આવો. મારી ભત્રીજીને મકાનમાં લઇ જાઓ. જેને હું મરી ગઇ સમજીને રોતી હતી, તે આજ મળી ગઇ, મારી આંખોના તારા ગુલબદન આવી ગઇ. મારી ખુશાલીનો પાર રહ્યો નથી. મને એમ થાય છે કે, આ ખુશાલીના લીધે હું મરી જાઉં."

ડોશીની છેવટની વાત ઉપર બધા હસી પડયા.

અમીના—( ખીજવાઇને) " તમે અહીં ઉભા ઉભા હસી કેમ રહ્યા છો ? શું હું તમને નથી કહેતી કે, આ છોકરીને મારા મકાન સુધી લઇ જાઓ ? એકદમ તેને પાલખીમાં બેસાડો અને મકાનમાં લઇ જાઓ ! ગરમ ગરમ કંબલ લાવો, સમઝ્યા કે નહિ ? હું તમને કીંમત આપીશ. "

હવે તે માણુસો સમજ્યા, ગુલબદનને લઈને ચાલ્યા.

વાંચક ! તોફાનના જોરથી ગુલબદનની હોડી અરબસ્તાન બંદર ઉપર જઈ પહોંચી હતી, ગુલબદનની ફોઈએ તેને મરી ગયેલી સમજી હતી. કેમકે તે તમામ બંદરમાં તાર દઈ ચુકી હતી. તથાપિ કોઈ તરફથી ગુલબદનના કાંઈ ખબર આવ્યા નહિ, આજ તે મુંબઈ વાળી આગબોટ ઉપર સ્વાર થવાને માટે સમુદ્ર કિનારે આવી હતી. તે વખતે અચાનક તે ડોશીની ગુલબદન આકાશમાંથી કુદી પડી, ડોશીએ ગુલબદનની બધી વાત સાંભળી. વાત ભારે દીલસોજ અને પુરતા દુઃખની હતી. સરસ નોવેલો લખનારાઓને પણ કદિ સુઝી ન શકે તેવી હતી. ડોશીને આગબોટ ઉપર સફદરજંગના હોવાની વાત સાંભળીને ભારે તાજુબી ઉપજી, ગુલબદને રોઈ રોઈને પોતાની બધી વાત શરૂથી આખેર સુધી કહી સંભળાવી. કેવી રીતે સફદરજંગે પોતાના જીવના જોખમે તેને બચાવી, કેવી રીતે તે તેને છોડીને ચાલ્યો ગયો. કેવી રીતે કમાન તેના ઉપર આશક થયો. અને હૈદરે કેવી રીતે તેને બચાવીને પોતાનો જીવ ખોયો, વિગેરે વિગેરે બધું સંભળાવ્યું. ડોસીને આ બધું સાંભળીને નવાઈ ઉપજી કે સફદરજંગ ગુલબદનને પોતાના જીવના જોખમે બચાવીને પાછો ચાલ્યો કેમ ગયો. તે બંને એવું સમજી કે, સફદરજંગે ઇશ્ક કરવો છોડી દીધો, તે માટે ગુલબદનનો જીવ બચાવીને ચાલ્યો ગયો. ડોશીએ વિચાર્યું કે, ગુલબદનનું મન પણ હવે તેના તરફથી ફેરવી નાખવું જોઈએ.

પંદર દિવસ સુધી ગુલબદન પોતાના ઓરડામાંથી બહાર નીકળી નહિ; બુઢી તેને દિલગીર થવાનો વખત બહુજ ઓછો આપતી હતી. તે એના માથા ઉપર હાથ ફેરવીને કહેતી હતી કે, “જ્યારે તે તને

કાંઇ ગણત્રીમાં લેતો નથી તો તારી પાસે તે શું ગણત્રીમાં છે ! "

અમીના—"ગુલબદન ! તું તેનો ખ્યાલ છોડી દે, કેમકે તેણે તારો જીવ બચાવ્યો તથાપિ તે તને હમણાં ચાહતો નથી. મને તો તેના નામનો તિરસ્કાર થઇ ગયો છે."

માજામાં રહીને ગુલબદને કદી સફદરજંગની જીકર કીધી નહોતી. તથાપિ જયારે તેના વિરૂદ્ધમાં કોઇ બોલતું તો તેનો દેહ કંપી ઉઠતો.

ડોશીએ ગુલબદનને મત આપ્યો કે, "હવે આ બાજુ તે બાજુ ઘુમવાથી કાંઇ ફાયદો નથી. હવે વતનમાં જઇને રહેવું જોઇએ."

ગુલબદન—"ફોઇમા, હું ત્યાં જઇશ નહિ, મારો ત્યાં જીવ નીકળી જશે ત્યાં બધી તરફ ઉદાસી છવાઇ ગઇ છે."

યાર વિના તેને વતન પણ વ્હાલું લાગતું નહોતું.

અમીના—"તારી માશી અને ગુલનાર પણ ત્યાં હશે. દિકરી ત્યાં ચાલો."

ગુલબદન—"નહિ હું તેની પાસે કબખતો વખત જઇશ નહિ, હું તેની સાથે રહીને ખુશી રહી શકતી નથી."

અમીના—"ત્યારે તમે બતાવો કયાં જશો ?"

ગુલબદન—"મને કાયમના માટે ખુશાલી જોઇએ, હું ચાહું છું કે, એવું કામ કરૂં જેથી સફદરજંગ જીંદગીભર હૃદયથી અલગ થાય નહિ."

અમીના—"તે શું ?"

ગુલબદન—"હું મક્કા શરીફમાં જઈને જોગણ બની જાઉં અને નામે ઇલાહીમાં લાગી રહું."

અમીના—"તેવો ખ્યાલ કર નહિ, તું તેવું કરી શકશે નહિ. ગુલબદન ? સાંભળે છે, હું તને જોગણ બનવા નહિ દઉં."

ગુલબદન—"ફોઇબા, તમે મારી મતલબ સમજ્યા નહિ, હું સફેદ લીબાસમાં રહીને મક્કા મસ્જીદમાં કુરાન શરીફ સંભળાવીશ. અને પવિત્ર પવિત્ર ગીત ગાઇશ."

અમીના—"હં, દીકરી ! તારા મનથી તેની મહોબત જતી નથી, હવે તું તેના માટે જોગણ બનશે ભલે તારા હૃદયમાં જે આવે તે કર. કંઇ પણ તને અપ્સરાનો આપ્યો છે, ખુશીથી પાક ચીજ ગાઓ, કોઇ રીતે તમારૂં દિલ ખુશી થવું જોઇએ."



# પ્રકરણ ૩૮ મું.



## મક્કા મસજીદ.



ખિંચકે હમ આયા લબોંપર રૂહ ઘબરાને લગી
સચ બતાવો ક્યા ઇશારા કર ગયે જાતે હુએ.

મોસમ બદલાઇ ગઇ હતી, શરદી પડવા માંડી, સવારના વખતે નાનાં નાનાં ઘાસો ઉપર ઝાકલના મોતી નજરે પડવા માંડયા.

સવારે સાડાછ બજે બે જુવાન નાનાં નાનાં ઘાસ ઉપર ટહલ ટહલ કરી રહ્યા હતા. વાંચક, એ બંને આપણા મિત્ર સફદરજંગ અને સજ્જાદ હતા. સફદરજંગની શોધમાં સજ્જાદ પણ નીકળ્યો હતો, આજ પંદર દિવસ થયા બંને મળ્યા છે.

સજ્જાદ—"ભાઇ, ઠરવું છું કે આજ મક્કા મસજીદ જઇએ."

સફદરજંગ—"ચાલો મને કાંઇ અડચણ નથી."

સજ્જાદ—"સાંભળ્યું છે કે, આજ એક હસીન છોકરી કુરાન શરીફ સંભળાવનાર છે. આજ કાલ તે છોકરીની ભારે ધુન લાગી છે. સાંભળ્યું છે કે, મારા વતનની રહેવાશી છે, એ પણ સાંભળ્યું છે કે, ભારે ખુબસુરત અને ગાવા વાળી પણ છે."

સફદરજંગ—(હસીને) "બીચારા માણસોને માલુમ નથી કે, સ્ત્રીઓ કેટલી બધી ખુબસુરત હોય છે."

સજ્જાદ—"ફરીને તમને ગુલબદન ક્યાંથી મળે. તમે તો તેના ઉપર લટ્ટુ બની ગયા છો."

સફદરજંગ—(અફસોસ સાથે) "યાર, તેનો ખ્યાલ કરાવો નહિ, ચાલો મને અહીં મજા પડતી નથી." બને જણા ટહેલતા ટહેલતા મકાન તરફ ચાલ્યા ગયા. બંને ત્યાંની એક નામી હૉટલમાં રહેતા હતા.

વાંચક, ખરેખર ગુલબદને જોગણુ બનીને આખા શહેરમાં ધુન મચાવી દીધી હતી, તે કુરાન શરીફ એવી રીતે કહેતી હતી કે, માણસો દિગમૂઢ બની જતા હતા.

સાંજના વખતે સફદરજંગ પોતાના મિત્ર સાથે મક્કા મસજીદ ગયો. આગળની ખુરશી તેને બેસવાને માટે મળી. પડખેના ભાગમાં સ્ત્રીઓને બેસવાની જગા હતી મેદાનની વચ્ચોવચ એક સફેદ પડદો પડયો હતો. તેના ઉપર મસજીદનો નકશો ખેંચેલો હતો. પડદાની ચારે કોર પણ સફેદ પડદો હતો, અથવા ચારે તરફથી પડદા પડયા હતા. મસજીદના નકશાવાળા પડદાની પાસે એક સોનેરી ખુરશી રાખી હતી.

વાંચક, ચોંકો નહિ. કેમકે અહીં એ ચાલ નહોતો, તથાપિ ગુલબદનના કહેવાથી તેની ઇચ્છા મુજબ મસજીદ શણગારવામાં આવી હતી.

જોતજોતામાં બધી જગા માણસોથી ભરાઇ ગઇ. ખુદા મોલાના સાહેબ સોનેરી ખુરશી ઉપર આવી બેઠા મસજીદવાળો પડદો ઉડાવવામાં આવ્યો. પડદો ઉંચો થતા એક ઉંચું ટેબલ નજર આવ્યું, ટેબલ ઉપર સોનેરી અક્ષરોથી લખેલું કુરાન રાખ્યું હતું.

હજુ લોક જોઈ રહ્યા હતા. તેટલામાં કમળનું ફુલ ધીરે ધીરે ઉંચુ થવા માંડયું. હવે કમળનું ફુલ ટેબલની ઉંચાઇ સુધી પહોંચ્યા

ગયું, ને કાએક કમળની પાંખડીઓ ખીલી ગઇ. જોવામાં આવ્યું સફેદ કપડા પહેરીને ગુલબદન બેઠી હતી. તેના ચહેરા ઉપર અપૂર્વ તેજ ચમકી રહ્યું હતું.

સંગીતની શરૂઆત થઇ, ચારે તરફ શોર મચી રહ્યો. ગુલદસ્તા ઉપર ગુલદસ્તા વરસવા લાગ્યા. બધા માણસો ખુશી થઇને હશી રહ્યા હતા. તથાપિ વાંચક, તેમાં બેઠેલા એક શખ્સના ચહેરા ઉપર મલીનતા છવાઇ ગઇ. તે બિચારો સફદરજંગ હતો.

સજ્જાબ—"સફદરજંગ કેમ કેવી તબીઅત છે? તમારો ચહેરો એવો ભયાનક માલુમ પડે છે, જાણે કોઇ ભુત દેખીને ડરી ગયા હોવ."

સફદરજંગ—"બેશક મેં ભૂત જોયું છે, એક ભુત મારી સામે છે અને હુ ગાંડો છું."

સફદરજંગનો ગભરાયલો અવાજ સાંભળીને સજ્જાબ ચોંકી ઉઠયો, તે સમજ્યો, ખરેખર આ ગાંડો થઇ ગયો.

ગુલબદને હક્કાની ગજલ શરૂ કરી વાજીંત્રો શરૂ થયા, ગાણું સાંભળીને સફદરજંગ વધુ ગભરાઇ ગયો. ગાતા ગાતા ગુલબદનની નજર સફદરજંગ સાથે મળી ગઇ. કે તુરતજ તે મોઢાભર બેહોશ થઇને કુરાન ઉપર પડી ગઇ. પડદો પાડી નાખવામાં આવ્યો.

મૌલાનાએ જોગણુ છોકરીની તબીઅત ખરાબ બતાવીને બધાને ઘરે જવાનું કહ્યું.

સફદરજંગ—(બહાર આવીને) "ભાઇ આજ અજબ વાત જોઇ. આ છોકરીનો ચહેરો ગુલબદન સાથે મળતો આવે છે. ગાણું અને સાદ પણ તેનોજ છે."

સજ્જાદ—"યાર, તેની શોધમાં તમે ગાંડા થયા હોવ તેમ હું જોઉં છું, તમે નહોતા કહેતા કે, તે મરી ગઈ છે?"

સફદરજંગ—"હું એમ નથી કહેતો કે, તે જોગણુ છોકરી ગુલબદન છે. બેશક ગુલબદન મરી ગઈ. તે અહીં ક્યાંથી હોય? તથાપિ હું તે છોકરીનો ચહેરો ફરીને જોવા ઇચ્છું છું, તે બરોબર મારી ગુલબદનના જેવી છે." એમ કહીને સફદરજંગ રોવા લાગ્યો.

સજ્જાદ—"વારૂ, હું હોટલમાં જાઉં છું, તમે તેને જોઈને આવજો."

સફદરજંગ—"વારૂ, હું એક કલાકની અંદર હમણા આવું છું." સફદરજંગ પાછો ફરીને મસજીદ દરવાજા તરફ ગયો. દરવાણીને પુછ્યું, "શું તમે મારી ચોકી તે જોગણુ છોકરીને આપી શકો છો? હું તમને રૂપિયો આપીશ."

દરવાણી—"જી નહિ. આપને મળવું હોયતો તેના મકાન ઉપર જજ્જો." સફદરજંગ બિચારો ત્યાંથી ગુપચૂપ ચાલ્યો ગયો. તેને આખી રાત નિદ્રા આવી નહિ. સવારમાં ઉઠતાની સાથે તેણે મુસાફરીની તૈયારી કીધી. સજ્જાદ એ જોઇને બહુજ ગભરાયો. મુસાફરીનું કારણ પૂછવાથી સફદરજંગે કહ્યું:—

એકજા રહતે નહીં આંશકે બદનામ કહીં,
દિન કહીં રાત કહીં સુબહ કહીં શામ કહીં.

---

## પ્રકરણ ૩૯ મું.

### ગુન્હા માફ કરો.

ઉફરે બેદર્દ સિતમ પેશ વ બાહિલ કાતિલ,
સખ્ત પત્થરસે જિયાદહ હે તેરા દિલ કાતિલ;
હુઇ આસાન ન જાંબાજ કી મુશકિલ કાતિલ,
ન કિયા જબ ગયા છોડકર બિસમિલ કાતિલ.
દહને જખ્મ પુકારા કિયે કાતિલ કાતિલ.

સજબાબ—" ઓછામાં ઓછું એક મહિનો તો આહીં રહો. જશો શું ઉતાવળ શું છે ? "

સફદરજંગ—" નહિ, હું આજેજ જઇશ. "

ત્યાં ગુલબદનની હાલત એ થઇ કે, નજર મળતાની સાથે તે બેહોશ થઇ ગઇ. જ્યારે હોંશમાં આવી ત્યારે હૃદય ધડકવા લાગ્યું.

ગુલબદનને ત્યાંથી ઉઠાવીને મકાન ઉપર લાવવામાં આવી. તેને નિસાસા ઉપર નિસાસા આવી રહ્યા હતા, તાવ પણ જોરમાંથી આવી ગયો. ડોશીએ એક નામચીન હકીમને બોલાવ્યો. ગુલબદનને જોઇને હકીમે પહેલા મોઢું બગાડયું. તે પછી કહ્યું—" આપ ગભરાશો નહિ, ખુદાની ઇચ્છા તો તમારી દિકરી હમણાં સારી થઇ જશે. તાવ બહુજ સખ્ત છે."

હકીમ ચાલ્યો ગયો, ગુલબદન તાવની બેહોશીમાં બરાબર સફદરજંગની વાતો બકતી રહી. તે જોઇને ડોશીએ તેની ખોળ કરાવી, શોધનું પરિણામ એ આવ્યું કે " સફદરજંગ નામનો એક માણસ

હોટલમાં હતો, તથાપિ હમણાં હમણાં તે આગબોટ ઉપર ગયો છે. હવે તે આહીં રહેવાનો નથી."

એક હફતો વીતી ગયો, તાવ ઓછો થતો ચાલ્યો, હકીમે ગુલબદનને હરવા ફરવા જવાની રજા આપી.

એક દિવસ ગુલબદન ગાડીમાં બેસીને ફરતી હતી. તેણે જોયું તો પડખેજ સફદરજંગની ગાડી ચાલી જતી હતી. ગુલબદને સફદરજંગને જોયો તથાપિ સફદરજંગ ગુલબદનને જોઇ શકયો નહિ. કારણ એ હતું કે, તે પોતાના ખ્યાલમાં માથું નીચું રાખીને ચાલ્યો જતો હતો.

વાંચક પૂછશે કે, સફદરજંગ પાછો શી રીતે આવી ગયો, તે તો હોટલથી પણ ચાલ્યો ગયો હતો. બેશક, જ્યારે સફદરજંગ હોટલથી ચાલ્યો ત્યારે રસ્તામાં એક ગાડી તેની ગાડી સાથે ભટકાણી તે ઉછળીને કુદી પડયો ઘોડાનો મીજાજ બગડી ગયો, કુદરતી રીતે સફદરજંગના પગમાં કાંઇક ચોટ આવી ગઇ, તે કારણે તે જઇ શકયો નહિ. ડોકટરે તેને પંદર દિવસ કયાંઇ નહિ જવાનું કહ્યું હતું.

સફદરજંગ પાછો તેજ હોટલમાં જઇને રહ્યો, હંમેશા સફર કરવાવાળા સફદરજંગે પંદર દિવસ મુશ્કેલથી કાઢયા સોળમાં દિવસે તે ફરવા નીકળ્યો. ગુલબદને તેને જોઇ લીધો.

સજ્જાબ સાથે સફદરજંગને રોજ એ ખબર મળતી હતી કે, તે મળતા ચહેરાની છોકરી બિમાર છે, તથાપિ તે કાંઇ ખ્યાલ કરતો નહોતો.

આ તરફ હવા ખાઇને ગુલબદન મકાન ઉપર ગઇ. ઘણાં લાંબા વખત સુધી સફદરજંગના સંબંધમાં ડોશી સાથે વાત કરતી રહી.

ગુલબદન—" ફોઇબા, હું કહી ચુકી કે, તે મને ભૂલી ગયા. હવે તેને બોલાવવાથી શું ફાયદો ? "

ડોશી—"મને તારાથી વધુ દિલગીરી છે, તેવો નાલાયક માણસ મેં હજુ સુધી નથી જોયો, હવે મને તેનાથી તિરસ્કાર થઇ ગયો, તે પાજી માણસ છે. "

ગુલબદન—ફોઇબા, તમે તેને એવું કહો નહિ. મને દિલગીરી થાય છે. "

ડોશી—" જો તને માઠું લાગતું હોય તો હું તેને ખરાબ ન કહું, તથાપિ જો કોઇ માણસ મારી સાથે એવી રીતે વર્તે તો હું તેનું મોઢું પણ જોઉં નહિ ! "

ગુલબદન—" હું કોશીશ કરૂં છું કે, તેને ભુલી જાઉં. તથાપિ કમબખ્ત મન કેમેય કરી માનતું નથી. "

ડોશી—" એક ખબર મેં સાંભળી છે. "

ગુલબદન—" શું ? "

ડોશી—" સફદરજંગની મા અને બહેન અનજુમન આવવાનાં છે. સાંભળ્યું છે કે, ચાર દિવસમાં આવી જશે. "

સાંભળીને ગુલબદન ચુપ રહી. તેણે અનજુમનનું નામ સાંભળ્યું એટલે પાછલી વાત યાદ આવી તેથી તેનું મન બહુ ગભરાયું. પાછો ખ્યાલ આવ્યો કે, અંજુમન મને મળશે અને કહેશે, " વ્હાલી ગુલબદન ! હું તમને બોલાવીને તેડી જવા આવી છું, મારો ભાઇ તમારી સાથે મહોબત કરે છે. તમે તેના ગુન્હા માફ કરો. "

શું ખરેખર અનજુમન એમજ કહેશે ?

—:o:—

# પ્રકરણ ૪૦ મું.

## ગુલબદન કે તસ્બીર !

કહેતે હૈં જિસકો હુર વહ ઇનસાં તુમ્હીં તો હો,
જાતી હૈ જિસપર જાન મેરી જાં તુમ્હીં તો હો.

સફદરજંગ પાછા અરબસ્તાનથી ઉતાવળે રવાના થવાના હતા. એકાએક તેને અનજુમનનો પત્ર મળ્યો હતો—“મારા પ્યારા ભાઇ! તમને ભારે નવાઇ ઉપજશે કે, હું તથા માજી, તમને આ પત્ર મળ્યા પછી બે દિવસે ત્યાં પહોંચીશું, મારા મનમાં ઇચ્છા થઇ કે, હું એકદમ તમારી પાસે પહોંચું તથાપિ તમારા ક્યાંઇ ચાલ્યા જવાના વિચારથી પત્ર મોકલી આપ્યો. છેવટનો પત્ર ભારે દુઃખમય હતો. જેથી માલુમ પડે છે કે, તમે હજુ સુધી ગુલબદનના ખ્યાલમાં ડુબેલા છો, બેશક તે ભારે દુઃખમય ખબર હતી. તમે તેને જીવના જોખમે બચાવી, તથાપિ ખુદાએ મંજુર ન રાખ્યું. તે મરી ગઇ અફ્‌સોસ? માજી કહે છે કે તમે તેને ભૂલી જવાની કોશીશ કરો, ખુદા કરે તો આપણે બધા ખુશીથી મળીશું. લી. તમારી નાની બહેન અનજુમન.”

સફદરજંગને તેઓના આવવાના ખબર વાંચીને ભારે ખુશાલી ઉપજી, હાલ તેની દેહ બહુજ દુર્બળ માલુમ પડતી હતી.

બે દિવસ પણ ગુજરી ગયા, સફદરજંગ પોતાની મા તથા બહેનને લેવાને માટે ગયા. તે માણસોને ભારે નવાઇ ઉપજી. કેમકે તેની

માએ જોયું સફદરજંગનો ચહેરો એકદમ બદલાઇ ગયો હતો. સફદર-જંગ તેઓને લઇને મક્કા મસજીદ ગયો, બધા માણસો મસજીદ જોવા લાગી ગયા.

અનજુમન એક તસ્બીર જોઇ રહી હતી, તસ્બીર જોવા પછી તેણે જોયું તો તેની મા તથા ભાઇ ત્યાં નથી. એકાએક તેની નજર એક જોગણુ છોકરી ઉપર પડી. તેને જોઇને પોતે જાતેજ તસ્બીર બની ગઇ. તે છોકરી પણ તેના તરફ જોઇ રહી હતી.

અન્જુમને મનમાં કહ્યું—" શું હું ગાંડી તો નથી બની ગઇ. આ ગુલબદન છે કે તેની તસ્બીર ?"

અન્જુમન તેના તરફ વધતી ગઇ. ગુલબદનના હાથ ઉપર તેણે હાથ રાખી દીધો તથાપિ ગુલબદન હાથ તરછોડીને ચાલી ગઇ, થોડા વખતમાં મુસાફરોની ભીડ વધી પડી જેથી અન્જુમન તેને શોધી શકી નહિ.

અન્જુમન—( દિલમાં ) " હવે હું ભાઇ તથા માજીની શી રીતે તપાસ કરૂં, મારી પાસે એક પાઇ પણ નથી, આ પણ એક શિક્ષા થઇ ગઇ કે, ખાલી હાથે ક્યાંઇ જવું નહિ. હાય, હવે હું જાઇને કયાં ખોળું ?" અંજુમન એવા ખ્યાલમાં હતી. તેવામાં કોઇએ આવીને તેના ખંભા ઉપર હાથ મૂકયો, પાછું વળીને જોયું તો સફદરજંગ ઉભો હતો.

સફદરજંગ—"તું આહીં છે ? તેં સંગાથ કેમ છોડી દીધો હતો ? માજી આજુબાજુ જોઇ રહી છે. આવો ચાલો માજી એ તરફ ઉભી છે."

અનજુમન—" ભાઇ મેં હમણા હમણાં એક તસ્બીર જોઇ છે."

સફદરજંગ—( મશ્કરી કરીને ) "માલુમ નથી પડતું કે, ફોટોગ્રાફરો શું કરે છે એવી એવી તસ્બીરો બનાવે છે કે, અસલ તથા નકલને જલદીથી ઓળખી શકાય નહિ."

અનજુમન—"ભાઇ મેં ખેંચેલી તસ્બીર નહિ બલકે સાફ માણસ જોયું છે તે એક ઓરત હતી. તેનો ચહેરો બરોબર ગુલબદનને મળતો આવે છે. ભાઇ તમે કહો છો કે તે મરી ગઇ, તથાપિ મને વિશ્વાસ નથી."

સફદરજંગ જોરથી હસ્યો જેથી અંજુમન તેથી પણ વધુ તાજુબ થઇ.

સફદરજંગ—"અન્જુમન! બેશક તું તેને જોઇને ગુલબદન સમજી હોઇશ. તેનો ચહેરો તેને બહુજ મળતો છે. પહેલી મુલાકાતમાં હું પણ તેને ગુલબદન સમજવા લાગ્યો હતો. ગભરાઓ નહિ, હું તુંને તેનું ગાણું સંભળાવીશ."

અંજુમન—"ભાઇ! તમે કેવી રીતે જાણ્યું કે, તે ખરેખર મરી ગઇ? શું તે તમારી નજરે મરી હતી? તમે તેની લાશ જોઇ હતી?"

સફદરજંગ—"નહિ આગમેટના કપ્તાને કે, જેણે મારો જીવ બચાવ્યો હતો તેણે મરી ગયાની વાત કરી હતી." આ સાંભળીને તે આગળ કાંઇ બોલી નહિ, તથાપિ તેને ભારે નવાઇ ઉપજી.

અંજુમન—"ભાઇ! બીજું બધું બતાવતા પહેલા મને તેનું ગાણું સંભળાવજો. જરા હું તેનો ચહેરો વધારે વખત સુધી જોઉં જે મારી ભાભીના ચહેરાને મળતો છે."

ભાભીનું નામ સાંભળીને સફદરજંગની આંખોમાં આંસુ આવી ગયા.

સફદરજંગ—( વાત અટકાવવાના માટે ) " હાં, સાંભળજે. "

અન્જુમનથી મુલાકાત થઇ શકતી હતી. તેણે વિચારી લીધું કે, હું એકલી જઇને તેને મળું છું, અન્જુમનને જે વાતની ધુન લાગી જતી તે તેને પાર ઉતારીને છોડતી હતી, તેણે તેને મળવાનો પુરો ઇરાદો કરી લીધો, બીજે દિવસે સવારે જ્યારે અન્જુમન હવા ખાવાના માટે ટહેલી રહી હતી ત્યારે એક ગાડીમાં જોઇને તે ઓળખી ગઇ કે, આ તે ઓરત છે કે, જેનો ચહેરો ગુલબદનને મળતો છે, અંજુમનની સાથે ટહેલતી રહેલી તેની માએ અન્જુમનનો હાથ પકડી લીધો, અંજુમને ચોંકીને તેના તરફ જોયું.

તેની મા.—" અંજુમન ! મને કહેતા શરમ આવે છે, જોયે઼ આ છોકરીનો ચહેરો ! બરોબર ગુલબદનને મળતી છે અને ગુલબદન તો કેટલાએક દિવસથી મરી ગઇ છે. ત્યારે શું આ તેની મૂર્તિ ? "

અંજુમન—" માજી ! મેં તેને આ હફતામાં જોઇ, હતી મને પણ નવાઇ લાગે છે, ભાઇને પણ વહેમ પડ્યો હતો, ભાઇએ તેનું કોણ જાણે શું નામ બતાવ્યું હતું. મને યાદ નથી રહ્યું."



# પ્રકરણ ૪૧ મું.

## અંજુમન અને ગુલબદન.

ઇધર આઓ લેલું બલાયં તુમ્હારી,
ગજબકી હૈં પ્યારી અદાયેં તુમ્હારી.

અંજુમનને તેને મળવાનો ભારે શોખ થયો, તથાપિ તેને એ સાંભળીને ભારે અફસોસ થયો કે, તે ઓરત મુંબઇ ચાલી ગઇ, તો દિવસે તે લોકો પણ મુંબઇ પહોંચ્યા. તપાસના માટે સફદરજંગ પણ તે હૉટલમાં રોકાણો કે જે હોટલમાં ગુલબદન હતી.

ખાણું ખાઇને અનજુમન બહાર નીકળી જોયું તો એક વૃદ્ધ સ્ત્રી નોવેલ વાંચી રહી છે. પવનના ઝપાટાથી ડોશીનો રૂમાલ ઉડીને અનજુમનના પગ ઉપર આવી પડયો. અનજુમને જાતે લઇ જઇને રૂમાલ આપ્યો અને કહ્યું:—"આજ ગરમી બહુ છે."

ડોશી—"જી હા."

અનજુમન—"શું હું આપની પાસે થોડા વખતના માટે બેસી શકું છું?"

ડોશી—"આપ ખુશીથી બેસો."

અનજુમન—"આપ મને લખનોના રહેવાશી જણાઓ છો,"

ડોશી—"બેશક હું લખનોની રહીશ છું. કેમ શું છે?"

અનજુમન—"કાંઇ નહિ, અમસ્તુ, મેં આપની બોલી અને

પહેરવેશથી ઓળખી લીધા, હું પણ ત્યાંની રહેવાશી છું. આપને મળીને મને ભારે ખુશાલી ઉપજી છે."

ડોશી—"મેં આપને ક્યાંક જોયાં છે."

અનજુમન—"મને યાદ નથી, દેખી હશે."

ડોશી—"શું આપ મુંબઇમાં બહુ દિવસથી રહો છો ?"

અનજુમન—"જી નહિ, આજેજ આવી છું."

ડોશી—"શું હું પૂછી શકું છું કે, આપનું નામ શું છે ?"

અનજુમન—"બેશક, બંદીને અનજુમન કહે છે."

ડોશીનો ચ્હેરો સફેદ પડી ગયો, તે જલદીથી ઉઠીને ચાલી ગઇ.

અંજુમને એક નોવેલ વાંચવું શરૂ કર્યું, તે પછી પોતે પોતાની જાતનેજ કહેવા લાગી, "આજ હું આ નૉવેલને વાંચ્યા પછી મૂકું. જોઉં છું કે, બંનેની શાદી થાય છે કે નહિ. અગર શાદી ન થઇ તો આ પુસ્તકને આહીં કટકે કટકા કરીને ફાડી નાખું."

વાંચક, અનજુમનની સાથે વાતો કરનાર ડોશી ગુલબદનની ફોઇ અમીના હતી. તે દોડીને ગુલબદનને બોલાવવા ગઇ હતી. તથાપિ અફસોસ ! ગુલબદન સહેલ કરવા નીકળી ગઇ હતી.

આ તરફ ગુલબદન ક્યાંઇ બહાર ફરવા માટે ગઇ નહોતી, તે હૉટલના બાગમાં ટહેલી રહી હતી. ટહેલતા ટહેલતા ગુલબદન પત્થરના એક ચબુતરા ઉપર બેશી ગઇ, તે પછી છાતી ઉપર હાથ રાખીને કહેવા લાગી. મેં પણ મારી જીંદગીમાં શું શું જોયું છે ! મારી ઉમર અઢાર વરસની થઇ તથાપિ આનંદનું નામ ન મળે, હે ખુદા ! તું મને આ

મુશીબતમાંથી બચાવ. હાય ! મહોબત પણ શું ચીજ છે. તેના વિના જીંદગીમાં કાંઈ સ્વાદ પણ નથી. અગર મહોબત ન હોય તો દુનિયામાં અંધારૂં છે. તેણે સફદરજંગને ભૂલી જવાની બહુ કોશીશ કરી, તથાપિ અફસોસ ! તેના નાદાન દિલે ચેન પડવા ન દીધું. સફદરજંગની મહોબત ગુલબદનના દિલમાં દિન પ્રતિ દિન વૃદ્ધિગત થતી હતી. તે સમજતી હતી કે, સફદરજંગ કદિ પણ મારો ગુન્હો માફ કરશે નહિ. તે ઇચ્છતી હતી કે, એક વખત સફદરજંગને મળીને જમશેદનો આવેલો પત્ર તેને આપી દઉં. તે પછી ઝેર ખાઇને તેના સામે મરી જાઉં.

ગુલબદન ઘાટી વેલની વચમાં ભારે સારી દેખાતી હતી. તથાપિ તેને ખ્યાલ નહોતો કે, કેટલી ખુબસુરત જણાઉં છું. તે આસ્તે આસ્તે એક સુંદર ફુવારાની પાસે ગઇ. જોયું તો બેંચ ઉપર એક ચોપડી પડી હતી, તેને ઉઠાવીને જોયું, તે એક બહુજ દિલચસ્પ નોવેલ હતું.

તે વિચારવા લાગી—"પુસ્તકનો માલીક આહીં નથી. પુસ્તક પડયું રહેવા દઉં, કે હૉટલની લાઇબ્રેરીમાં સોપું."

ઘણી ઘાટી લતામાંથી અવાજ આવ્યો—"ફેડો ! ફેડો ! હવે સ્થિર થા, બસ હવે આવી જા. તેં દોડવી દોડવીને મને થકવી દીધી."

ગુલબદન હસી અને સમજી ગઇ કે, પુસ્તક તેનું છે. કેટલોક વખત ગુલબદન તે નાના કુતરા ફેડો અને એક છોકરીની લડાઇ જોઇ રહી હતી. તે દુમ ઉઠાવીને ભુંકતો હતો ભાગતો હતો અને છોકરી તેની પાછળ તેને પકડવાને દોડી રહી હતી.

છોકરી—"ફેડો, ગુલાબના કાંટાથી મારો કીંમતી પોષાક પણ ફાટી ગયો. હવે હું પણ તને પકડયા પછી છોડું. ભલે આખો દિવસ કેમ નીકળી જતો નથી. પકડી લઉં તો બતાવું."

ગુલબદન તે અવાજ સાંભળી સાંભળીને ચોંકી રહી હતી. દોડતી જતી છોકરીનો ચ્હેરો બહુ સારી રીતે જોઇ શકાયો નહિ. કુતરો દુમ હલાવીને ગુલબદનના પડખે થઇને દોડયો. ગુલબદને તેને રોકી રાખ્યો. હાંફતી હાંફતી છોકરી પણ ત્યાં પહોંચીને ઉભી રહી ગઇ.

વાંચક, આ છોકરી અનજુમન હતી. દોડવા અને થાકવાને કારણે તે ગુલબદનને ઝટપટ ઓળખી શકી નહિ. તેણે કહ્યું—"આપનો હું કેવી રીતે ઉપકાર માનું, આ કમબખ્તે મને હેરાન........"

ચોંકીને ગુલબદન તેના તરફ અને તે ગુલબદનના તરફ જોવા લાગી. અન્જુમને ગુલબદનનો હાથ પકડી લીધો અને કહ્યું—"ભાભી ગુલબદન ! છેવટે મેં તમને મેળવી લીધા."

ગુલબદન હાથ છોડાવવાની કોશીશ કરવા છતાં પણ છોડાવી શકી નહિ. અંજુમન જોરથી હાથ પકડીને ગુલબદનના હાથને ચુંબન કરી રહી હતી.

અનજુમન—"ભાભી ! પ્યારી ભાભી ! બસ હવે આહીં બેસી જાઓ, અને કહો તમે કેવી રીતે બચ્યા ? તમને તો અમે રોઇ પણ ચૂકયા હતા. તમે સમુદ્રમાં દફન થઇને કેવી રીતે નીકળી આવ્યા ? મારા ભાઇ સફદરજંગ તમને જોઇને ભારે ખુશી થશે. ખુદા તમને હંમેશાં ખુશી રાખે. ભાભી ? તમે ભારે રહેમ વિનાના છો. મારો ભાઇ તમારા માટે દુનિયા છોડી બેઠો, તમારા મરવાના ખબર સાંભળીને તે પણ તમારી સાથે સ્વર્ગમાં મળવાનો દાવો કરે છે."

ગુલબદન—(તાજુબીથી) "હું મરી ગઇ હતી ? તે તમને કેવી રીતે માલુમ પડયું ? હું તમારી મતલબ સમજી શકતી નથી."

છેવટે બંનેના તરફથી ધીરે ધીરે ભેદ ખૂલવા લાગ્યો. ગુલબદને પોતાની પુરેપૂરી વાત કહી સંભળાવી, તે પછી બંને જણીઓ ખુશી થઇને બથ ભરીને મળી.

અનજુમન—"મારી ખુશાલીની તે વખતે હદ રહેશે નહિ કે, જ્યારે હું તમને મારા ભાઇ સાથે આવી રીતે મળતા જોઉં. પ્યારી ભાભી? મારા ભાઇએ તમારા માટે ભારે મુશીબતો વેઠી છે. આવો હવે વખત લગાડો નહિ, મારા ભાઇને આવીને મળો."

ગુલબદન—"મને એટલી તાકાત નથી. કે તેની સામે બધ હકીકત વર્ણવી બતાવું. તમે પહેલા તેને મારી વાત સંભળાવો તે પછી હું ચાલીશ."

અનજુમન--(ગળામાં હાથ નાખીને) "વ્હાલી ભાભી! જુઓ તમે અહીંથી જશો નહિ. હું હમણાં આવું છું."

અનજુમન ચાલી ગઈ.

> કરાર લેને દે અબ તો કોઇ ઘડી એ ચર્ખ,
> સતાયા તૂને બહુત દરબદર ફિરા કે મુઝે.

ગુલબદન ફુવારાની પાસે કલાકો સુધી બેઠી રહી તથાપિ અનજુમન આવી નહિ. સવારના વખતે અંજુમન છોડીને ગઇ હતી. અત્યારે ઘણો દિવસ ચઢી ગયો હતો.

ગુલબદન—(મનમાંને મનમાં) "અંજુમન આવી નહિ. તેણે મારી વાત તેના ભાઇને સંભળાવી હશે. બેશક તે છેવટના વખતે જમશેદ મને ઉડાવી ગયો તેથી નાખુશ હશે."

તે એવું બકી રહી હતી ત્યારે તે તરફથી કેટલીક ઓરતો નીકળી.

પહેલી—" કાંઇ ભેદ માલુમ પડે છે, ક્યારે ગયા ? "

બીજી—" હમણાં, હજુ હમણાંજ ગયા છે, તેનો માલ પણ અહીંજ પડયો છે. હોટલનો માલીક ભારે નવાઇ પામ્યો છે."

ત્રીજી—" તે કોણ હતા ! "

પહેલી—"લખનૌની પાસે ક્યાંક રહેતા હશે. નામ સફદરજંગ છે."

ગુલબદન બધું સાંભળી રહી હતી. તે ગાંડી જેવી થઇને ત્યાંથી ચાલી ગઇ, તેની અક્કલ બહેર મારી ગઇ. ન માલુમ પડયું કે તે કેવી રીતે ઓરડા સુધી પહોંચી. કમાડ ખખડાવ્યું. બુઢી ડોશીએ કમાડ ઉઘાડી નાખ્યું. ગુલબદન ત્યાં બેહોશ થઇને પડી ગઇ.

ડોશીએ ઝટપટ તેને ઉઠાવી લીધી અને ખાટલા ઉપર સુવડાવી દીધી. ઝટપટ ડોકટર બોલાવવામાં આવ્યો. ગુલબદનની નબ્જ છુટી ગઇ હતી. દાંત બંધ થઇ ગયા હતા. કોઇ પ્રકારે દાંત ઉઘાડીને દવા પીવડાવી. ત્યારે તે કાંઇક હોંશમાં આવી. મરવાનો ભય કાંઇક ઓછો થયો ત્યારે ડોશી બહાર આવી.

ડોશી—( મનમાં ) " બેશક આ તે લોકોની સાથે કોઇ પણ પ્રકારે મળી હોવી જોઇએ, ખુદાને માલુમ શું વાતો થઇ, તે બધા મારી છોકરીનો જીવ લેવા આવ્યા છે. હવે હું તેને સમજાવું. બધાથી પહેલા સફદરજંગને બોલાવું છું."

ડોશી એ સાંભળીને તાજુબ થઇ કે, સફદરજંગ પોતાની મા સાથે ચાલ્યા ગયા. તે લોક પોતાનો માલ પણ આહીં છોડી ગયા છે, કહી ગયા છે કે, સરસામાન પારસલથી મંગાવી લઇશું.



# પ્રકરણ ૪૨ મું.

## ભાઇને મુર્છા આવી જશે.

અજીબ અપના હાલ હોતા જો બિસાલે યાર હોતા.
કભી જાન સદકે હોતી કભી દિલ નિસાર હોતા.

જે વખતે ગુલબદનને હોંશ આવી ત્યારે પોતાની ફોઇને પોતાની પાસે આવેલી જોઇ. ડોશીએ ગુલબદનને બેહોશ થવાનું કારણ પૂછ્યુ.

ગુલબદન—( રોઇને ) "ફોઇબા તમને ખબર છે કે, અહીં કોણ આવ્યું છે?"

અમીના—"હાં સાંભળ્યું છે કે, સફદરજંગ પોતાની મા અને બહેન સાથે આવ્યો છે. તે વાત મારા જાણવામાં આવતા હું તારી પાસે આવી હતી. તથાપિ તું હવા ખાવાના માટે નીકળી ગઇ હતી."

ગુલબદન—"હુ જાતે અનજુમનને મળી હતી."

તે પછી ગુલબદને બધી વાત સંભળાવી. તે સાથે સાથે પોતાનો તે ભેદ જે આજ સુધી ગુપ્ત રાખ્યો હતો તે પણ કહી સંભળાવ્યો, જે સાંભળવાથી ડોશીનું હૃદય હચમચી ગયું.

ગુલબદન—"ફોઇબા! માલુમ પડે છે કે, એ કારણથી સફદર-જંગ મારા ઉપર નારાજ થઇ ગયા હોય. તે મનમાં નાખુશ હશે કે, તેને મેં મારી વાત જણાવી કેમ નહિ."

ડોશીને જમશેદના ભગાવી લઇ જવાની વાત સાંભળીને ભારે દુઃખ ઉપજ્યું.

ડોશી—" પ્યારી ગુલબદન ! તે વાતોથી તો તેં મુશીબત ઉઠાવી. જો તું સફદરજંગને બધી વાત કહી દેત તો આ દિવસ ક્યાંથી દેખત દીકરી ? બીબીએ પોતાના ધણી પાસે અને ધણીએ પોતાની બીબી પાસે કોઇ ભેદ છુપાવી રાખવો નહિ જોઇએ. નહિ તો હંમેશાં તકલીફ ઉઠાવવી પડે છે. "

ગુલબદન—" ફોઇબા ! જો હું આપને કહી દેત તો આ મુશીબત ઉઠાવવી પડત નહિ. ખેર ! જે થવાનું હતું તે થઇ ચુકયું. હવે જે બાકી જીંદગી રહી તે પણ પુરી કરી લઇશ, જુઓ, સફદરજંગ મને મળવા ચાહતા નથી. તેથી તે બધાની સાથેનું લેણુંદેણુ સમજીને ચાલ્યા ગયા. "

ડોશી—" દિકરી ! તું તે વાતો જવા દે. પોતાના મનમાં ખ્યાલ કરી લે કે, હું તેના વિના જીંદગીના દિવસો પૂરા કરી લઇશ. "

તે લોકોએ પણ તુરતજ ચાલવાની તૈયારી કીધી. હોટલનો ધણી તે વાત સાંભળીને ઘણો દુઃખી થયો. તે વિચારવા લાગ્યો. " આ બે મહેમાન ભારે શ્રીમંત તથા જાગીરદાર છે. સફદરજંગ તો ચાલ્યા પણ ગયા, હવે રહી આ બે, તે પણ ચાલી જાય છે, તે લોકોના તે રીતે જવાથી મારી હોટલની બદનામી થશે. લોક ખ્યાલ કરશે કે, રહેવાના માટે આ હોટલમાં સગવડ નથી. "

વાંચક, હવે જરા આ તરફ સાંભળીએ. અન્જુમન ગુલબદનને ત્યાં છોડીને હોટલના તરફ દોડી ગઇ, દરેક ઓરડો જોઇ લાગી.

તથાપિ તેની મા કે ભાઇ કોઇ મળ્યું નહિ. હોટલવાળા પાસેથી ખબર મેળવીને તે સ્ટેશન તરફ દોડી ગઇ, અન્જુમન મુંબઇના વિક્ટોરીયા ટર્મિનસ સ્ટેશન ઉપર દોડીને ગઇ, જોયું તો તેનો ભાઇ રેલ્વેની બારીથી ડોકું કાઢીને જોઇ રહ્યો છે, પોકારતી પોકારતી તે ત્યાં પહોંચી અને કમાડ ઉઘાડીને ગાડીમાં ચઢી ગઇ. ગાડી સીટી દઇ ચુકી હતી. ગાડી અન્જુમનને ચઢતી વખત ધક્કો દઇને ચાલી, ધક્કો ખાઇને અન્જુમન પડી ગઇ, બેહોશ થઇ ગઇ, તેને કાંઇ વાગ્યું નહિ. જ્યારે તેને હોંશ આવી ત્યારે જોયું તો ગાડી ચાલતી જોઇ. તેની આંખોથી આંસુ પડવા લાગ્યા, તેણે બીજવાઇને કહ્યું—" ગાડી રોકી દો, ગાડી રોકી દો. " સરદરજંગે તેને બહુ સમજાવીને કહ્યું કે, ગાડી હવે નહિ રોકી શકાય. તથાપિ તેને વિશ્વાસ આવ્યો નહિ.

અન્જુમન—( હાંફીને ) " ભાઇ ! મારે તમને કાંઇક કહેવું છે, તમે જેમ જેમ એક એક મિનિટ આગળ વધશો તેમ તેમ દુઃખના ડુંગરા આવી પડવાના, તમે મારી વાત સાંભળી લ્યો. સાંભળીને તમે ગાંડા થઇ જશો. "

સરફરજંગે અન્જુમનની બાળકના જેવી વાતો સાંભળીને હસીને માથું હલાવ્યું.

અન્જુમન—" જો તમને એ વાત માલુમ હોત તો તમે માથું હલાવીને હસી નાખત નહિ. જાઓ, તમે સાંભળતા નથી તો હું કહેતી પણ નથી."

રોતી રહેલી અન્જુમન એમ કહીને હસી પડી અને પોતાના ભાઇની પાસેથી દુર ખસીને બીજી બાજુ બેસી ગઇ.

તેની મા—" તો દિકરી નારાજ કેમ થાય છે ? જે કહેવાનું હોય તે તેને કહેતી કેમ નથી ? "

અનજુમન—" હું કહીશ તો ભાઇને મુર્છા આવી જશે."

એમ કહીને તેણે સફદરજંગને બેસવાના માટે ત્યાં જગા કરી આપી. સફદરજંગ હસતો હસતો તેની પાસે જઇ બેઠો. તેણે તેનો હાથ પોતાના હાથમાં લઇ લીધો.

સફદરજંગ—" વારૂ, કહે અનજુમન શું કહે છે ? હું પણ તારી હેરત પમાડનારી વાત સાંભળવાને તૈયાર છું."

થોડીજ વારમાં સફદરજંગના મોઢેથી નિસાસો નીકળ્યો, તેના ચહેરા ઉપર સફેદી છવાઇ ગઇ,

મા—( ગભરાઇ જઇને ) " વાત શું છે ? " એમ કહીને ઉઠી અને બંનેના સામે જઇને બેસી ગઇ.

સફદરજંગ—" મા, સાંભળો અનજુમન શું કહે છે, ગુલબદન જીવતી છે. તેણે તેની સાથે વાતો કરી છે, તે હોટલવાળા બાગમાં બેઠી છે."

મા.—" દિકરા ! એવું બની શકતું નથી. માલુમ પડે છે કે, તેણે ભૂલાવો ખાધો છે."

અંજુમને પોતાની માને બધી વાત સંભળાવી. છેવટે એ પણ કીધું કે, હું તેને ભુલથી ત્યાં બેસાડીને અહીં ચાલી આવી.

અંજુમન—" હું ગુલબદનને તે કહેવું ભુલી ગઇ કે, તે એક દોસ્તને મળવા કલ્યાણ જાય છે, હું દોડતી દોડતી અહીં સીધી ચાલી આવી."

મા—"દિકરા ! જુઓ ગુલબદનને જમશેદ નસાડીને લઇ ગયો હતો. જોકે તે પાક દામન છે તથાપિ દિકરા !"

સફદરજંગ—"મા, તમને શંકા કઇ વાતની થઇ ? તે પાકદામન છે અને જરૂર છે, હું તમને તેનાથી સાબીતી અપાવીશ. શું હું આવા મોકા ઉપર તેને છોડી શકું છું, કદિ પણુ નહિ."

મા—"દિકરા ! મારો તો બીજો ખ્યાલ હતો."

સફદરજંગ—"મા, મને ગુલબદન ઉપર કોઇ જાતનો હક નથી. તથાપિ હું તેનો હવે હકદાર બનીશ. મેં મારી જીંદગીની હાલત જોઇ લીધી. મારૂં પણુ દિલ જાણે છે કે, મેં કેવી રીતે મારી જીંદગીના દિવસ ગુજાર્યા છે. મારી સતાની વાત હોત તો હું તેની પાસે ઉડીને જાત. જ્યાં સુધી હું તેને મારી બનાવી લઉં નહિ ત્યાં સુધી મને ચેન પડશે નહિ. અંજુમન કહે છે, ગુલબદનને પણુ મારી સાથે મહોબત છે."

અનજુમન—"બાઇ ! તમને કાંઇ ખબર છે ? મારી ભાભીનો મીજાજ ભારે છે અગર જો તમે જલદી નહિ ચાલો તો ફરીને મળવી મુશ્કેલ છે. તે નારાજ થઇ જશે."

સફદરજંગ—(હસીને) "હું તેને મળીને બધું કહું અને સાંભળી લઉં." તે પછી વળતી ગાડીમાં બધા પાછા ફરીને વિક્ટોરિયા ટર્મિનસ પર પહોંચ્યા તે વખતે સૂર્ય મુંબઇના સમુદ્રમાં ગોથાં ખાઇ રહ્યો હતો.

# પ્રકરણ ૪૩ મું.

## શાદી અને સમાપ્તિ.

વહ આયેં ઘરમેં હમારે ખુદાકી કુદરત હૈં,
કભી હમ ઉનકો કભી અપને ઘરકો દેખતે હૈં.

સાંજ પડી ગઇ હતી. ચમકતા તારા આકાશમાં ફેલાઇ ગયા હતા. ચંદ્રનું પ્રકાશમાન તેજ ચારે તરફ પ્રકાશી રહ્યું હતું. ગુલબદન ફુવારાની પાસે ટહેલી રહી હતી.

ગુલબદન—( પોતાને ને પોતાને ) "મને અહીંથી રવાના થવાને ફક્ત એક કલાકની ઢીલ છે. તે એક કલાક હું અહીં આ ફુવારાની પાસે પુરો કરીશ. મને અહીં હૃદયના દર્દે વધું પણ સતાવી. જાણુત તો કદિ પણ આવત નહિ."

ગુલબદનને જરા પણ ખબર નહોતી કે, આ વખતે હોટલમાં શું થઇ રહ્યું છે, સફદરજંગે આવતાની સાથે હોટલના દરવાણીને પોતાના નામનું કાર્ડ આપ્યું. કાર્ડ ગુલબદનને આપવાનું કહ્યું. ગુલબદન બાગમાં ફરવા ગઇ હતી. તેથી તે કાર્ડ ડોસીને આપ્યું.

દરવાન—"તેને શું કહી દઉં ?"

ડોશી—( ગુસ્સાથી ) "હું ખુદ તેની સાથે વાતો કરીશ."

ડોશી ગુસ્સાથી કાંપતી કાંપતી બહાર નીકળી તેનો ચહેરો લાલ થઇ રહ્યો હતો.

મુલાકાતના ઓરડામાં જઇને ડોશીએ તેને આવવાનું કહ્યું.

બેફીકર થઇને ટહેલતો સફદરજંગ ઝપટ કરીને આગળ વધ્યો. જોયું તો ત્યાં નાજુક ગુલબદનની જગાએ ડોશી હતી.

સફદરજંગ—( સલામ કરીને ) "ઓહ ફોઇ ! આપ છો ? મને તે જોઇને ભારે નવાઇ ઉપજી કે, આપ ગુલબદનની સાથે છો."

ડોસી—( ભવાં ચઢાવીને ) "એ બતાવો કે, તમે ગુલબદનને શા માટે તરછોડી દીધી છે. તમે તેના હૃદયના ટુકડે ટુકડા કરી નાખ્યા. મારી અરજ છે કે, મહેરબાની કરીને તેને વધુ દુઃખ આપવા ન આવો. બસ ચાલ્યા જાઓ."

સફદરજંગ—"ખુદા ન કરે કે, તેને મારાથી દુઃખ થાય. હું ઉલટો તેને દુઃખ આપું ! ફોઇ આપ એ શું બકી રહ્યા છો ? જરા મારી વાત પણ સાંભળી લ્યો, તે પછી જે કહેવું હોય તે કહો. સાંભળો તો ખરા કે, શા કારણે અમે બંને જણા આજ દિવસ સુધી જુદા રહ્યા," ડોશી જરા પણ સાંભળતી નહોતી. તથાપિ સફદરજંગે તેને રાજી કરી લીધી, તમામ વાત સફદરજંગે સંભળાવી.

ડોશી—"જરા સરખી ભુલથી કેટલી તકલીફ ઉઠાવવી પડે છે, સફદરજંગ! હવે તમે ઘણી ખુશીથી ગુલબદનની સાથે શાદી કરી શકો છો. ગુલબદન બાગમાં ટહેલતી હશે. જાઓ મુલાકાત કરો."

અંજુમન અને તેની માને છોડીને સફદરજંગ અજવાળી રાતમાં બાગના તરફ ચાલતો થયો. જોયું તો ફુવારાની પાસે ગુલબદન ઉભી છે. ઘાસના ઢગના લીધે સફદરજંગના પગનો અવાજ પણ થતો નહોતો. ગુલબદનને માલુમ પડયું નહિ કે, મારી પાછળ કોણ ઉભું છે. ઘણા વખત સુધી સફદરજંગ ગુલબદનનો હસીન ચહેરો ચંદ્રમાના અજવાળામાં ચળકાટ થતો જોઇ રહ્યો હતો.

ગુલબદન તે વખતે પણ સફદરજંગના ખ્યાલમાં ડુબી હતી. તેણે બંને હાથ આકાશના તરફ ઉંચા કીધા તે સાથે પોતાની રસીલી નજર પણ આકાશના તરફ કીધી.

તે પોતાને ને પોતાને કાંઇક કહેવા લાગી. સફદરજંગ ધીરજની સાથે તેની તે વાત સાંભળી રહ્યો હતો.

ગુલબદન—( રોઇને ) "સફદર તમને કદિ આ વાતની ખબર નહિ હોય કે, મેં તમારી મહોબતમાં કેટકેટલી મુશીબત ઉઠાવી છે. હજુ પણ તમારી મહોબતના કારણે મારા મનની ખરાબ હાલત થઇ રહી છે. સીતારો! આસમાનના ફરિસ્તાઓ! તમે મને તે યુક્તિ બતાવી દયો કે, જેથી મારા દિલથી તેનો ખ્યાલ દુર થઇ જાય."

એકાએક કોઇકનો પડછાયો જોઇને ગુલબદન ચોંકી ગઇ. સફદરજંગે પોતાનો હાથ ગુલબદનના ગળામાં નાખી દીધો.

સફદરજંગ—"ગુલબદન! બસ, તેવી વાત તો સફદર ઇચ્છતો નથી. ખુદા ન કરે કે, તારા દિલથી મારી મહોબત દુર થાય અગર તું સફદરને ભૂલી ગઇ તો દુનિયામાં તેથી વધુ કમનસીબ કોણ હોય?"

ગુલબદને બહુજ ઇચ્છયું કે, સફદરજંગથી જુદી ઉભી રહું, તથાપિ સફદરજંગે તેને બહુજ મજબુત રીતે પકડી હતી. તેના મોઢેથી એકાએક નીકળી ગયું કે—"કોણ સફદર? સફદર?"

સફદરજંગ—"હા પ્યારી હા, આ તે તારો સફદર છે. જે તમામ વાતો સાંભળીને તારા ઉપરથી પોતાનો જતો હક્ક સાબીત કરવા આવ્યો છે. એટલુંજ નહિ બલ્કે તારી સાથે શાદી કરવાના માટે આવ્યો છે. પ્યારી ગુલબદન! મારી પ્યારી! હવે તું તારા

દિલનો તે ભેદ નથી છુપાવી શકવાનો કે, જે હમણાં હમણાં સીતારો સામે કહી રહી હતી."

ગુલબદનના ચહેરાનો રંગ વખતે ખુશીથી વખતે ગભરાટથી બદલી રહ્યો હતો.

એક કલાક સુધી બંને જણા ત્યાં રાતમાં બેઠા બેઠા વાતો કરી રહ્યા હતા. બંનેના તરફથી ખુલાસા થતા રહ્યા. બંને બરબાદ દિલોમાંથી ભરાઇ રહેલા હજારો નિશ્વાસ નીકળવા લાગ્યા. તે પછી ત્યાંથી બંને જણુ ઉઠીને હોટલમાં ગયા અને આખી રાત જલસો અને બીજી મજા ઉડી.

અંનજુમન—" કેમ ભાઇ, છેવટ હું નહિ હોત તો તમે મારી ભાભીને કદિ પણ મેળવી શકત નહિ."

સફદરજંગ—" બેશક એ તારી લાગણીનો નમુનો છે."

આ તરફ સફદરજંગની મા પોતાના દિકરાને ખુશી જોઇને હરખઘેલી બની ગઇ હતી. ગુલબદનની ફોઇ પણ ખુશાલીને લીધે આ બાજુ તે બાજુ ઘુમી રહી હતી.

સવાર થયું અન્જુમને કહ્યું—" મહોબ્બતની વાતનું છેવટ હોય છે કે તુરત શાદી થઇ જાય છે. હું હવે શાદી કર્યા પછી છોડું."

સફદરજંગ—(ગુલબદનની ડાઢી પકડીને) " કેમ પ્યારી અત્યારે થઇ જાય?"

જ્યારે તે પ્યારી પુરતા શોખ અને આજીજી જાહેર કરનારી આંખોથી તેની તરફ જુઇ રહી હતી. ત્યારે ગુલબદન કબુલ કર્યા સિવાય બીજું શું કરવાની હતી. તેણે શરમાઇને આંખો નીચી કરી લીધી અને ધીરે ધીરે કહ્યું—" જો કબુલ હોય તો (શરમથી હસીને) હું પણ રાજી છું."

બેશક તે હવે તુરતજ શાદી કરશે. આશકને જોઇએ શું? કાજીને બોલાવવામાં આવ્યો. ભારે ધામધુમથી શાદી થઇ કેટલાક દિવસ સુધી જલસા થતા રહ્યા. શાદીમાં કલકતાથી ગોહરજાન પણ બોલાવવામાં આવી તેણે નીચે લખેલી ગજલો બહુજ સુંદર રાગમાં ગાઇ બતાવી.

ગજલ.

હમારે દિલમેં એ ખટકે મુહબ્બત અપની રહેને દો,
અમાનતદાર કા હૈ ધર અમાનત અપની રહેને દો;
ડરાયા હૈ મનાયા હૈ યહ કહકર વસ્લમેં ઉસને,
બિગડ જાયેંગી હમ બસ બસ શિકાયત અપની રહેને દો.
બજાહિર મેરબાંની હૈ તો દિલમેં બદ ગુમાની હૈ.
સલામ ઐસી ઇનાયતકો ઇનાયત અપની રહેને દો;
વહાં હૈ બેનિયાજો દાગ ઇસસે કયા ગરજ ઉસકો,
યહ તાઅત અપની રખ છોડો એબાબત અપનીરહને દો.

બીજી ગજલ.

રહેતા હશ્ર યહ શાદી મુબારક, મુબારક ખુબ આબાદી મુબારક,
તો હો દુનિયામેં તૂ ઐ શાહ આબાદ, તેરે દુશમનકો બરબાદી મુબારક,
કયામત તક રહે દૂલ્હા વદુલ્હન હો શહજાદેકો શાહજાદી મુબારક;
રહે તૂ શાહકે મસનદ પર જલવા, હિજ્રમેં ગમસે આજાદી મુબારક.
કહો બલદેવસિંહ દિલશાદ હોકર, દોઆ યહ સબ કરેં શાદી મુબારક;

કેટલાક દિવસ પછી પાંચે માણસ ખુશાલી વચ્ચે પોતાના ઘેર ગયા.

ગુલઅહદને ગુલનારને તાર દીધો કે, હું મારા ખાવિંદ સફદરજંગની સાથે આવું છું.

ગુલનારના મનમાં અગ્નિ તથા જવરનો અગ્નિ પ્રગટી નીકળ્યો. તેણે તારના હજારો કટકા કરી નાંખ્યા. ખુબ દિલ ખોલીને રોઇ પણ લીધું.

ગુલનાર—( રોઇને ) " મા મેં કેટલાક ખેલ ખેલ્યા, તથાપિ જરા પણ ફાયદો થયો નહિ. સફદરજંગના માટે મેં મારા આશક હૈદરને પણ છોડી દીધો, અફસોસ! મેં બહુજ ભુલ કીધી. તેજ થાય છે કે, જે ખુદા મંજુર કરે છે."

ગુલબદન ગુલનારને ભારે ખુશાલી વચ્ચે મળી તેને તે માલુમ નહિ હતું કે, મારી ખુશાલી ગુલનારના હૃદયમાં તરવારની પેઠે ઉતરી.

એક દિવસ બધા માણસો બેઠાબેઠા ગપ્પા મારી રહ્યા હતા. સફદરજંગનો દોસ્ત સજજાદ પણ ત્યાં બેઠો હતો. વાતમાં વાત કરતાં જમશેદની વાત નીકળી. ગુલબદને જમશેદની ચીઠી કાઢીને સફદરજંગને આપી. સફદરજંગ તેને બધા સાંભળે તેમ વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કે,

" પ્યારા ભાઇ સફદરજંગ !

મારા કારણે તમને અને ગુલબદનને બહુજ દુઃખ પડયું, ગુલબદનને પહેલા હું મારા ઘેર લઇ ગયો તે પછી તેને ગાંડાની હોસ્પીટલમાં મોકલેલી ત્યાંથી આગબોટમાં સફર કીધી જેમાં અમે બંને છુટા પડી ગયા. કેટલાક દિવસ પછી હું પાછો પહોંચ્યો, તે દિવસ તે તમારી શાદીનો દિવસ હતો. તથાપિ હું તેને ફરીને જબરજસ્તીથી લઇ ગયો ખુદાએ જબરજસ્તીથી લઇ જવાના જુલમના બદલામાં મને મોતની સજા દીધી.

ભાઇ હાલ હું મરણ પથારીએ છું. મેં જે નક્કી કીધું હતું તે બન્યું નહિ, છેવટ તમેજ કામયાબ રહો, મારી છેવટની વાત એ છે કે, તમે હવે ગુલબદનની સાથે પુરી રીતે મહોબત કરો. હું કોરો

હતો તથાપિ હવે નથી. હું ખુદાના સોગંદ ખાઇને મરતી વખત કહી રહ્યો છું કે, ગુલબદન પાક અને બિલકુલ પાક છે. અગર મારા લીધે જો તમે તેની સાથે શાદી કરવામાં ઇન્કાર કરશો તો મને કબરમાં પણ ચેન પડશે નહિ. "

ચીઠી વાંચીને સફદરજંગ રોઇ પડ્યો. તે તેની હાલત ઉપર બહુજ ભારે અફસોસ કરવા લાગ્યો.

હજુ તે લોકો જમશેદની વાતો કરી રહ્યા હતા તેટલામાં એક જુવાન ફકીર ઓરડામાં દાખલ થયો. ફકીરને જોઇને ગુલનાર ચોંકી ઉઠી, તે ઉઠીને ફકીરને બાઝીપડી.

ગુલનાર—" પ્યારા હૈદર! તમે છો? મેં તમારી સાથે દગા-બાજી કીધી. મને માફ કરો " એમ કહીને ગુલનાર તેના પગમાં પડી ગઇ, હૈદરનું નામ સાંભળીને ગુલબદન ચોંકી ઉઠી.

હૈદરે પહેલા ગુલનારને ઉઠાડી પોતાના પડખેની ખુરશી ઉપર બેસાડીને પોતે પણ બેસી ગયો. ફકીરી ડ્રેસ ઉતારીને તેણે દુર ફેંકી દીધો.

ઝપટ કરીને ગુલબદને તેનો હાથ પકડી લીધો અને કહ્યું—" તમે કેવી રીતે બચ્યા ?" ( સફદરજંગને ) " આગબોટથી તેણે મને મુક્ત કીધી હતી. "

હૈદરે—" બેન બેસો, હું તે લોકોની ગુલામીમાં બહુ દિવસ સુધી રહ્યો. લાગ જોઇને ત્યાંથી નાઠો. "

સફદરજંગ વિગેરેને તેના આવવાથી ભારે નવાઇ ઉપજી.

ગુલબદન—" હાં મને ખુબ ખ્યાલ આવ્યો. જમશેદની દીધેલી એક ચીઠી હૈદરના નામની પણ છે તેમાં લખ્યું હતું કે,

"ગુલનાર એક પાજી છોકરી છે, ગુલબદનને જે મારી બદ દાનતથી તકલીફ પહોંચી તેની જડ ગુલનાર છે ગુલનાર ચાહતી હતી કે સફદરજંગ અને ગુલબદનની શાદી થાય નહિ અને પોતે સફદર-જંગ સાથે શાદી કરે. તેણે વચમાં વચમાં જે ખબર સફદરજંગને આપ્યા તે બધા જુઠા હતા. હૈદર, તમારાથો પણ તે બદલી ગઇ હતી. હૈદરને માલુમ થાય કે, ગુલનાર ઉપર કદિ પણ વિશ્વાસ ન કરવો. નવાબ કાસમ હુસેને મરતી વખત ગુલનારને ગુલબદનના નામની એક ચીઠી આપી હતી મેં તેને ભુલાવામાં નાખીને તે ચીઠી લઈ લીધી હતી. ગુલબદન તે ચીઠી પણ જોઇ શકે છે તે ચીઠી આ છે જે મારી ચીઠીની સાથે બાંધેલી છે.

લી. જમશેદ."

ગુલબદને તે ચીઠી પણ વાંચી જે તેના પિતાશ્રીએ તેને આપી હતી. ગુલનારે ગુલબદન પાસે માફી માગી. રહેમ દિલની ગુલબદને તેને માફી આપી.

કેટલાક દિવસ પછી સફજાંગ સાથે અનજુમનની અને હૈદર સાથે ગુલનારની શાદી ભારે ધામધુમથી થઇ.



ઇસ્લામ જાતિના ભુત ગૌરવનો સાચો પરિચય
કરાવનાર મહા નામાંકિત પુસ્તક.

# અરબનો ઇતિહાસ.

આ. જસ્ટિસ અમીરઅલિ સાહેબના 'હિસ્ટરી ઓફ સેરેસિન' નામના પુસ્તકનો તરજુમો. આ પુસ્તકમાં અરબ જાતિ અમુક જમાનામાં કેવી બહાદુર અને દિલાવર હતી, એ જાતિએ દેશ વિદેશમાં પોતાના પરાક્રમના પડઘા સંભળાવી સર્વ પ્રજાને પોતાને આધીન કેવી રીતે કરી હતી, સ્પેન, આદિ યુરોપના દેશોમાં પણ ઇસલામ મજહબનો પ્રભાવ કેટલે અંશે જામી ગયો હતો. ઈસ્લામ પ્રજામાં શાૈર્ય,—જુસ્સો, ધર્માભિમાન અને જાતિ અભિમાન કેવું દૃઢ હતું, એ બધી બાબતોનો આ પુસ્તકમાં આબેહુબ ચિતાર આપેલો છે. દરેક મુસલમાન ભાઇને અમો આ પુસ્તક વાંચવાની ખાસ ભલામણ કરીએ છીએ.

મૂલ્ય રૂ. ૨—૦—૦.

મળવાનું ઠેકાણું.
મેનેજર
**પોલિટિકલ ભોમિયો.**
લાલ દરવાજા—અમદાવાદ.

ઇસ્લામ બંધુઓના ગૌરવરૂપ અતિ અપૂર્વ
અને અદ્ધિતીય ગ્રન્થ

# રસૂલે અરબી

આશકે રસૂલ માટે આ ધાર્મિક પુસ્તક ઘણુંજ ઉમદા છે, હરેક મુસલમાન ભાઇએ આ ધાર્મિક, નીતિ-મય અને બોધ ભરેલો ગ્રંથ પોતાના ઘરમાં જરૂર, ને જરૂર રાખવોજ જોઇએ.

આ ગ્રંથમાં રસૂલ સાહેબના જીવનના અવનવા અનુભવો, અપૂર્વ ઉપદેશો, અનેક જાતના નીતિભરેલા બોધવચનોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

જે મહાપુરૂષના હાથથી આ ગ્રંથ રચાયલો છે, તેઓ પણ એક મહા કુશળ વિદ્વાન છે, એટલે સોનામાં સુગંધ મળવા જેવી ઉત્તમતાનો આ ગ્રંથમાં સમાવેશ થયો છે. મોટી સાઇઝનાં પૃષ્ટ ૩૭૦, પાકું સોનેરી પૂઠું. છતાં કિમ્મત રૂ. ૨—૮—૦

મળવાનું ઠેકાણું,
નિઝામખાન નુરખાન વકીલ
લાલ દરવાજા—અમદાવાદ.

ઈસ્લામી ગૃહસંસારનો આબેહુબ ચિતાર આપનારી

અનુપમ નવલકથા

# કનીઝે ફાતમા.

સુધારા નામે ચાલતા કુધારાના ફંદમાં પડી અનેક નૌજવાનો બાપદાદાની મિલકતને કેવી રીતે બરબાદ કરે છે. ખોટી સ્વતંત્રતાનો સ્વચ્છંદતા તરીકે ઉપયોગ કરી અનેક નાજનીઓ ધર્મથી ભ્રષ્ટ થઈ કેવાં કેવાં જાલિમ કામો કરે છે. પાપને ફેલાવનારા પાપીઓ પૃથ્વીમાં કેવો પ્રપંચ પાથરી દે છે, રાક્ષસી હ્રદયના જીવતા જાગતા માણસ રૂપ રાક્ષસો નીતિ ત્યાગીને કેવા હ્રદય ભેદક કામો કરે છે, વગેરે બધા બનાવો એક પછી એક એવી અજાયબી ભરેલી ગુંથણીથી ગુંથવામાં આવ્યા છે કે, આ વાર્તાને વાંચીને પુરી કર્યા વિના હાથમાંથી મુકવાનું મન જ થતું નથી.

મુલ્ય ૧-૪-૦

મેનેજર

પોલિટિકલ ભોમિયો.

લાલ દરવાજા—અમદાવાદ.

# પોલિટિકલ ભોમાઓ.

## ઓફીસમાં મળતાં પુસ્તકો.

| | |
|---|---|
| રસૂલે અરબી | રૂ. ૨—૮—૦ |
| અરબનો ઇતિહાસ. | ,, ૨—૦—૦ |
| ખુલફાએ રાશેદીન. | ,, ૧—૦—૦ |
| ખાલીદ બીન વલીદ. | ,, ૦-૧૨-૦ |
| મીરાતે એહમદી. | ,, ૫—૦—૦ |
| કુદરતની કારીગીરી. | ,, ૧—૮—૦ |
| મેહસુએ કુરેશ. | ,, ૧—૮—૦ |
| Tragedy of Moharrum. | 0·12·0 |
| કરબલાનો કહેર. ( કાચું પુઠું ) | ૦—૪—૦ |

## નીચેનાં પુસ્તકો ઉમ્દા ચિત્રોવાળા છે.

| | |
|---|---|
| આફ્ને ઉલફત. | રૂ. ૧—૮—૦ |
| હસન એંનજીલના. | ,, ૧—૮—૦ |
| કનીઝે ફાતમા. | ,, ૨—૦—૦ |
| ગોહરજાન. | ,, ૧—૮—૦ |
| શાહવેલી મલિના | ,, ૧—૪—૦ |
| ભેદી શાહજાદી ભાગ ૧ | ,, ૧-૧૨-૦ |
| ભેદી શાહજાદી ભાગ ૨ | ,, ૨—૦—૦ |
| સ્નેહ સરિતા | ,, ૧—૦—૦ |
| ભેદી લાશ. | ,, ૧—૦—૦ |

ઉપરનાં તમામ પુસ્તકો પાકાં સોનેરી બાઇન્ડીંગ સાથનાં છે. ટપાલ ખર્ચ જુદું.

લખોઃ—મેનેજર પોલિટિકલ ભોમીઓ.

લાલ દરવાજા--અમદાવાદ.